

ज्ञानवर्धक ग्रंथमाळा, ग्रंथांक १

# કાવ્ય કુસુમ.


રચી પ્રસિદ્ધ કર્ત્તા.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ

વ્યવસ્થાપક ચંદ્રપ્રકાશ સુરત.



ધી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસમાં મટુભાઇ ભાઇદાસે છાપ્યું

ખપાટીયા ચકલા-સુરત.


મૂલ્ય આઠ આના

# સમર્પણ.



અનંત ઐશ્વર્ય સંપન્ન સકળ સદ્ગુણ વિભુષીત જ્ઞાન મૂર્ત્તિ પરમ પુજ્ય સદ્ગુરૂ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ભગવાનના ચરણ કમળમાં.

આપના આ લેખક ઉપર અનંતાવધિ ઉપકાર થયા છે. વ્યવહાર અને પરમાર્થ માર્ગમાં આપ મારૂં અત્યંત હિત સધાય તેવા માર્ગ હર હંમેશ દર્શાવ્યા કરો છો. આપની કૃપા કિરણના પ્રભાવ વડેજ આ લેખક પોતાને અહો ભાગ્ય માને છે. આપના એ ઉપકારના બદલા તરીકે આખી જીંદગી પર્યંત આપની શુશ્રુષા કરે તો પણ તે ઓછું છે. તેથી એ ઉપકારના બદલા તરીકે નહિ પણ તેના એક સ્મરણ ચીન્હ તરીકે આ **કાવ્યકુસુમ** નામનું લઘુ પુસ્તક આપશ્રીને તે સમર્પે છે. પ્રભુ ! આપ તેનો સ્વીકાર કરવા કૃપા કરશો. એવી આપના પ્રત્યે પ્રાર્થના છે.

લિ૦ દીન સેવક

**પ્રભુશંકર નરભેરામ વ્યાસના**

સાષ્ટાંગ દંડવત પ્રણામ.

# પ્રસ્તાવના.

સંગીત વિદ્યા એ પરા પૂર્વની ચાલતી આવેલી જુની વિદ્યા છે. પૂર્વે આપણા દેશમાં આ વિદ્યા સંપૂર્ણ પ્રકારે વૃદ્ધિને પામી હતી. કહેવામાં આવે છે કે તાનસેન નામનો ગવૈયો કે જે અકબર બાદશાહના વખતમાં થઈ ગયો હતો તે અમુક રાગ ગાતો તેની અસર આજુબાજુમાં થતી હતી. દાખલા તરીકે તે દિપક રાગ ગાતો ત્યારે તત્કાળ દિવા સળગી ઉઠતા અને તેની પુત્રી પણ એ વિદ્યામાં એટલી બધી પ્રવીણ થઇ હતી કે તે જ્યારે મલ્હાર રાગ ગાતી ત્યારે વૃષ્ટિ થતી આ પ્રમાણે સંગીતથી ધારેલી અસર ઉપજાવી શકાતી હતી. મોટા મોટા જ્ઞાનિ મુનિઓના તપનો ભંગ કરવામાં પણ અપ્સરાઓને આ વિદ્યાનો આશ્રય લેવો પડતો હતો અર્થાત્ નૃત્ય સાથે સંગીત ગાવામાં આવતું ત્યારે તેમાં તેને વિજય મળતો હતો આ સર્વ ઉપરથી આપણને સ્પષ્ટ થઇ શકે તેમ છે કે સંગીત વિદ્યા એ હલકી વિદ્યા નથી પણ પ્રત્યેક મનુષ્યે ગ્રહણ કરવા યોગ્ય છે.

સંગીતની આપણા ઉપર અને પશુપક્ષી વર્ગ ઉપર પણ અસર થાય છે. નાદના મોહે કરી સર્પ ડોલે છે, પક્ષીઓ સ્તબ્ધ થઈ જાય છે. ઇત્યાદિ પણ આધુનિક સમયમાં તે જ્ઞાન નિદ્રિત અવસ્થામાં પડી ગયેલું જણાય છે. જોકે તેનો સમુળ નાશ તો થયો નથીજ. પરંતુ તે પૂર્વે જેટલું પ્રચાર પામ્યું હતું અને તેની પૂર્વકાળમાં જેટલી આવશ્યકતા જન સમાજને પ્રતિત થતી હતી તેટલી હાલ વર્તમાન સમયમાં પ્રતિત થતી જણાતી નથી.

આ નિંદ્રિત અવસ્થામાં પડી ગયેલા જ્ઞાનને જાગ્રત કરવાનો હવે વિદ્વાનો તરફથી પ્રયત્ન થવા લાગ્યો છે. તેમાં આ લેખકનો પણ આ એક જુજ પ્રયત્નના પરિણામમાં આ કાવ્યકુસુમ નામનું પુસ્તક પ્રસિદ્ધિને પામ્યું છે.

આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલા ભજનો ઘણા ખરાં નાટકના રાગમાં જોડવામાં આવ્યા છે તેનું કારણ એ છે કે વર્તમાન સમયમાં નાટકનો શોખ ઉધરતી પ્રજામાં ઘણોજ વધી ગયો છે. અને તેઓ અતિશય નાટક જુએ છે. અને તેમાં આવતાં ગમે તેવા વિચારના હલકાં ગાયનો ગાયા કરે છે. હવે આપણે જે પ્રકારનો મુખથી ઉચ્ચાર કરીએ છીએ તે પ્રકારનાં આંદોલનો વાતા વરણમાં ઉત્પન્ન થતાં હોવાથી તે આંદોલનો જેવા હોય છે તેવી અસર આપણને થાય છે. અને આમ હોવાથી નાટકના ગાયનોમાં પ્રસંગે જે ગાયન શૃંગારીક કે એવાજ કોઈ બીજા ભાવવાળું હોય અને તે ગાવામાં આવે તો તેની અસર તે ગાનારને પ્રતિકૂળ રૂપમાંજ થાય એ દેખીતુંજ છે. તેથી આમાંથી બચવાને અર્થે જો તેજ ગાયનના રાગમાં બનાવેલું ભજન ગાવામાં આવે તો તેની અસર ઉત્તમ થાય એ પણ સ્પષ્ટ છે. આ કારણને લઇને આ પુસ્તકમાં ઘણાં ખરા ભજનો નાટકના રાગોમાં બનાવવામાં આવ્યાં છે.

પુસ્તકની સરૂઆતમાં જોનારને ઠીક પડે તે અર્થે અકારાદી અનુક્રમણિકા આપી છે. તથા તે ભજન કયા રાગ ઉપરથી બનાવ્યું છે તે જોવા સુગમ પડે તે માટે તે રાગનું ગાયન પણ આપ્યું છે. વળી તે સાથે સદરહુ ગાયન કયા નાટકમાં છે તે જાણવા નાટકનું નામ પણ આપ્યું છે. આશા છે કે આ યોજના વાંચકોને ઉપયોગી થઈ પડશે.

પુસ્તકમાં લખાયલાં પદ્યો ભિન્ન ભિન્ન અધિકાર પરત્વે લખાયલાં હોવાથી તેમાં કદાચ પરસ્પર વિરોધાભાસ જોવામાં આવે તો તેનું કારણ અધિકાર ભેદ જાણી કોઇએ વ્યામોહ ન પામતા તેને માટે સદ્વિવેકી વાંચકોએ ક્ષન્તવ્ય છે.

સુરત વિજયાદશમી સં. ૧૯૬૮ રવીવાર } **પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

# अनुक्रमणिका.

# શુદ્ધિપત્ર.



| પાનું | લીટી | અશુધ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૨ | મચાવો | ગર્જાવો. |
| ૪ | ૧૧ | નિશદિન | નિશદિન એ |
| ૬ | ૫ | બીંદુ | બિંદુ |
| ૮ | ૬ | પ્રિતે | પ્રીતે |
| ૮ | ૮ | નાખ્યા | નાંખ્યા |
| ૧૧ | ૨ | ઉદ્દગાર | ઉદ્ગાર |
| ૧૧ | ૧ | ભાતી | ભાતિ |
| ૧૧ | ૨ | નીડર | નિડર |
| ૧૨ | ૯ | રીપુ | રિપુ |
| ૧૩ | ૭ | મૂત્તિ | મૂર્તિ |
| ૧૪ | ૧ | ઉદ્દગાર | ઉદ્ગાર |
| ૧૪ | ૭ | વિધિ | વિધિ |
| ૧૭ | ૯ | વિશ્વ | વિષે |
| ૧૭ | ૧૨ | કાનમાં | મનમાં |
| ૧૯ | ૧ | ઉગદ્દાર | ઉદ્ગાર |
| ૨૧ | ૧ | ઉદ્દગાર | ઉદ્ગાર |
| ૨૧ | ૮ | ગાંઉ | ગાઉં |
| ૨૪ | ૧ | ઉધે | ઉંધે |
| ૨૮ | ૮ | (કેમો) | ( કેમકે ) |
| ૩૦ | ૨ | ઉદ્દગાર | ઉદ્ગાર |
| ૩૧ | ૧ | સોધ | શોધ. |
| ૩૨ | ૧૯ | ટાળીદે | ટાળી ને |

| | | | |
|---|---|---|---|
| ૩૫ | ૧ | उत्गार | उद्‌गार |
| ૩૬ | ૩ | ચિતું | ચિંતું |
| ૪૯ | ૧ | હ્દય | હૃદય |
| ૫૦ | ૧ | પ્રેભાવ | પ્રભાવ |
| ૫૦ | ૨ | બંધુરે | બધુંરે |
| ૫૦ | ૧૬ | ઉભબય | ઉભય |
| ૫૦ | ૧૫ | શુધ ૫ | શુધ ૫ |
| ૫૩ | ૪ | વિધ્ધ | વિશુધ્ધ |
| ૫૮ | ૬ | મરૂ | મારૂં |
| ૫૮ | ૭ | ઉડા | ઉંડા |
| ૫૯ | ૨ | કાનુડા | કાનરો |
| ૬૫ | ૨ | પીતમજી | પ્રીતમજી |
| ૬૮ | ૧૮ | ઉંપરથી | ઉપરથી |
| ૭૫ | ૨ | રાજા નિત્યતા | રાજના નિત્ય |
| ૭૭ | ૫ | અશ્ર | અશ્રુ |
| ૭૭ | ૧૦ | તવૃત્યિા | વૃત્તિઆ |

આ પુસ્તક ઘણી ઉતાવળથી તૈયાર કરેલું હોવાથી ઉપર પ્રમાણે ભુલ રહી ગઇ છે તે સહુ વાંચકો સુધારી લેવા કૃપા કરશો. આ સીવાય આ પુસ્તકમાં બીજી હ્રસ્વ દિર્ઘની ભુલ ઘણી રહી ગયેલી જણાશે તે પ્રતિ સહૃદ વિવેકી વાંચકો અલક્ષ કરશો એવી વિનંતી છે. ઇશ્વરેચ્છા તો ભવિષ્યમાં આ પુસ્તકની બીજી આવૃતિમાં આ સઘળી ભુલ સુધારી લેવામાં આવશે. **કર્ત્તા.**



જાદુ જેવી ચમત્કારિક અને એક ઉંચી જાતના
અસાધારણ હીરા જેવી કિંમતી.

## આતંક નિગ્રહ ગોળીઓ.

તમારા શરીરની નબળાઇ જે જન્મથી હોય, હરકોઇ દરદથી પેદા થઇ હોય. કે કોઇ પણ જાતની ભૂલ કે ખરાબ ટેવથી આવવા પામી હોય. તેને એકદમ મટાડે છે તથા તમાર શરીરને મજબૂત કદાવર અને બળવાન બનાવે છે. પાચન શક્તિ, લોહી અને વીર્યને સુધારવું, એ આ ગોળીનું ખાસ કામ છે, કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

# વાજીકરણ તેલ.



ગયેલી શક્તિને પાછી લાવી ખરૂં અને યોગ્ય પુરૂષત્વ આપવાનો ખાસ ગુણ ધરાવનાર આ તેલ **નબળા પુરૂષો માટે** એક અજાયબ અને ઇશ્વરી બક્ષીસ સરખું છે. કિંમત-તોલા ૦ાા ની બાટલી ૧ ના રૂ. ૫ પાંચ.

દવા મંગાવવા નીચેને સરનામે લખો

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી**

**આતંક નિગ્રહ ઔષધાલય.**
જામનગર કાઠીયાવાડ

**કામશાસ્ત્ર ન વાંચ્યું હોય તો મંગાવો**
ઘેર બેઠા મફત મળશે.

॥ ॐ श्री ॥

# કાવ્ય કુસુમ.



## प्रणति

પદ ૧.

( હમીર કલ્યાણ. )

જય જય પ્રભુ સુખ ધામ, પ્રણમીએ.
શરણાંગત આજે સઉ શિશુઓ.
પ્રભુનાં કરે ગુણ ગાન; જય.
શેષ અને સનકાદિક પ્રતિદિન,
પુરા પ્રેમથી [illegible]કરતા.
હૃદયે પ્રભુનું ધ્યાન; જય.
આપ સમાનજ આપ પ્રભુ છો,
શુભ મતિ દઇને ઇશ.
કરો વિજય મહાન; જય.
દ્રષ્ય મોહ અંતરથી કાપી.
હણી દુઃખદ જીવત્વનું ભાન,
આપો અક્ષય સ્થાન; જય.

# इष्टस्मरण करवा निमंत्रण.

## પદ ૨.

( હું તો પ્રેમની જોગણ પિયુને શોધવા ચાલી એલય )

પ્રભુની ભક્તિ આ કરવા વીરા સઉ પ્રેમથી આવો,
પ્રેમથી આવો, સમયના વ્યર્થ વિતાવો;
વીરાસઉપ્રેમથીઆવો.—પ્રભુની૦
પ્રેમે પરસ્પર સર્વમાં, સ્નેહ વૃષ્ટિ વર્ષાવો;
સ્નેહ ગાંઠથી એકત્ર થઇ ગુણ નાથના ગાવો. વીરા૦
આ ઉચ્ચને આ નીચ, એવા ભેદ ના લાવો;
ઉરમાં કદિ જો હોય-તેને સમૂલ વિલાવો. વીરા૦
પ્રભુ આંગણે આ મોટાને, નાનો ન કોઇ થાવો;
જયાં સઉ સમાનજ ભાસતું, ત્યાં કયાં રહ્યો દાવો. વીરા૦
હરિસ્મરણ મૂકી દઇ કદિ, વિષયે નહિ જાવો;
ભુખ ભાગનારૂં અન્ન છોડી માટીના ના ખાવો. વીરા૦
પ્રભુ નામને રટી આજ ઉરમાં. ધૂન મચાવો;
દુ:ખ ટાળવાનો માર્ગ એ છે, આજ તે ચ્હાવો. વીરા૦



# श्री इष्टनुं प्रेमवृत्तिए करेलुं झुलन.

## પદ ૩.

ઝુલો ઝુલો હૃદય જીવન પ્રાણ! તમને પ્રેમથી ઝુલાવુ',
તમમાં હુ' બની ગુલતાન, ઉરથી તમને ધ્યાવુ'.

ઝુલો.....ઝુલો.....ઝુલો

હૃદય હિંડાળાપર પ્રાણ, તમને પ્રેમથી ઝુલાવુ',
આપી સુખ લહાણ, તમને પ્રેમથી ઝુલાવુ'.

ઝુલો.....ઝુલો.....ઝુલો

વહાલા ભકિત કેમ કરવી, તે ન જાણું હુ' કશું,
એક પ્રેમ મંત્ર વિના હુ' ન જાણું કંઇ કશું.

મારા રંકના મંદિરે પધારો
આવી પ્રેમ ઘેલી વૃત્તિ પ્રભુ ઠારો

મારા મનડાના માલિક તમને પ્રેમથી ઝુલાવુ',

વહાલા પુષ્પની મેં શય્યા બીછાવી
તે પર પ્રેમ રૂપ છાંટ મેં લગાવી

ઝુલો........ઝુલો.....ઝુલો

મારા તન મન ધન ઇશ, તમને પ્રેમથી ઝુલાવુ'.

# परमात्मामां रमण करनार साधकना उद्गार



### પદ ૪

[ ભલે ભલ ભલા ભલેરે. એ લય. ]

રમે પ્રભુમંહિ રમેરે;
વૃત્તિઓ પ્રભુ સ્વરૂપમાં રમે. (૨)
લહરી જેમ જળની જળમાં સમે; રમે૦
બહિર પ્રદેશે મન આ કદિ પણ, કોઇ દિવસ હવે જાય;
અંતરમાં પ્રભુરૂપને ન્યાળી, મનમાં અતિ હરખાય. રમે૦
ભીડ ભંજન પ્રભુ દુઃખ હરનારા, નું કરૂં અંતર ધ્યાન;
સુખ અનુપમ પામી આજે, પ્રભુમાં બનું ગુલતાન. રમે૦
જલ સ્થલ આદિ સર્વ જગ્યામાં, પ્રભુરૂપ આજે જણાય;
મન આ પ્રભુરૂપ કમળ પુષ્પની, ગ્રહે તું વાસ સદાય. રમે૦
શ્રદ્ધા માલતિ પુષ્ટ બની ઉર, પ્રભુ પ્રીતિ વૃક્ષને ચઢાય;
અમૃત ધારાસમ પ્રભુ કિરણો,-થી નિશદિન પોષાય. રમે૦
દિવ્ય સ્ફુરણ અને દિવ્ય પ્રતિભા, પ્રભુ સમીપેજ ભળાય;
વર્ણન કરૂં એનું હું જ્યારે, મનમતિ કુંઠિત થાય. રમે૦



# जीवन ज्योति विरह.

### પદ ૫.

[ મને કોઇ મેળાવે, મારા દિલ દિલવરનો. એ લય. ]

હવે નિરખું ક્યારે રે, મારા હૃદયની પ્રિય હું જ્યોતિને રે,  
જેની જ્યોતિથી ઝળહળ મંદિર આ દીપતું રે.  
ત્યજી ગઇ હણી મુજ શાંતિને, હાં શાંતિને હાં શાંતિને હવે૦  
અમૃતની વેલી સમ જ્યોતિ તણી હું ક્યારે,  
જોઇશ અતિ હું પ્રિય કાંતિને, પ્રિય કાંતિને, હાં કાંતિને. હવે૦



# श्री इष्टनो पोतामां साक्षात्कार करनार भक्तने षड्रिपुओ बाध करता न होवाथी तेना प्रत्येनी निर्भयता.



પદ ૬.

[ શોધુરે શોધું હું સૃષ્ટિ સરિતા કીનારે, એ લય. ]

વસે છે વસે છે મારા અંતરમાં સ્વામી.
હાવે દૈન્ય દુઃખ કેરૂં બળ કયાં છે? નથીએ જરાએ.
અશુભ વિચાર કદિએ, નજરે ન આવે મારે.
અંતરની કિલષ્ટતાનું બળ રહ્યું કયાં છે? હાવે૦
સ્વાર્થની નદીઓ કેરૂં, જળ નહિ એક બીંદુ
ભય અને ચિંતા કેરી કાજળી કયાં છે.? હાવે૦
અહિત થવાના પંથે જરી નહિ જાતી બુદ્ધિ,
મતિ તણું જાડય આ વસી રહ્યું કયાં છે.? હાવે૦
મારૂં અને તારૂં એવા, દુઃખદ આ ભેદોને,
વસીને રહેવાનું હું માં સ્થાનકજ કયાં છે.? હાવે૦





# भक्तिना उद्गार.

પદ ૭

(પતિવ્રતા નારી, પોતે હય પતિ તકદીરસે એ લય.)

સુખ બહુ કરનારી, એકજ વિશ્વમાં હું ભક્તિ છું
એકજ વિશ્વમાં હું ભક્તિ છું, એકજ વિશ્વમાં હું ભક્તિ છું. સુ૦
આધિ, વ્યાધિ, ના ત્રાસ હરૂં હું, ઇપ્સિતાર્થની સિદ્ધિ છું,
દશદિશ સચિન્મય કરનારી અનવધિ મય હું જ્યોતિ છું.
ઋષિ મુનિ કેરી હું જ્ઞપ્તિ છું હું તૃપ્તિ છું,
સુખ માત્રની હું વ્યક્તિ છું.
ખરે ખરી ભવમાં હું શક્તિ છું.



# उन्मार्गे जता मनने उपालंभ.

पद ८

(વારો વારો કુંવરજી કનુડો તોફાની. એ લય)

વારે વારે કહી કહી થાકયો હવે તો મન,
　　માર્‌ં કહ્યું તો જરી માનજે.
તારી ખોટી આ રીત સઉ ત્યાગી,
થજે પ્રભુની ભક્તિમાંહી રાગી.—એક રાગી; વારે૦
તત્વતણા અમૃતને છોડી,
વિષય પ્રિતે જાતું કેમ દોડી:
રત્નને છોડી,—ગ્રહે તું કોડી,
સુખના રસ્તાને નાખ્યા છે તોડી. તારી૦
તેના તે પંથે ઘણું જાતું,
શુભના માર્ગમાં ધીમું પળાતું;
દુઃખે અટવાતું,—સુખ ન થાતું,
ત્યજી અમૃતને વિષ તું સહાતું; તારી૦
ભક્તિ તણા પંથે હવે ધાજે,
અંતર જઇ પ્રભુમાં સમાજે.
સુખના કાજે,—માર્ગ એ સહાજે;
જેથી અનવધિ સુખે તું રાજે; તારી૦

## ઇષ્ટને સ્મરનાર વૃત્તિ.

પદ ૯

(છવાય શ્યામ પ્યારાને, શાંતિ છવાય. એ લય.)

રટાય નામ પ્યારાનું, મુખથી રટાય,
આણી દ્રવ્ય છતિ[1] પ્રભુમાં ધારી પ્રીતિ. રટાય૦
ટળીયાં દુઃખ આજે મારાં.
સ્મરી સ્મરી પ્રિય પ્યારા,
હવે કૃત કૃત્ય હું થી થવાયરે.—મુખે હસાયરે; રટાય૦

---

૧ દ્રવ્ય પ્રીતિનો અંત આણ્યો; અર્થાત ત્યાગ કર્યો.





# प्रार्थना.

પદ ૧૦

(જલથલમેં તોહે, પલપલમેં તોહે. એ લય,)

આકાશે તું પ્રભુ, પૃથ્વીમાં તું પ્રભુ. સકળ સૃષ્ટિમાં એક તું
અવની માંહ્ય, જ્યાંને ત્યાંય. રૂપ લહાય દૃષ્ટિએ મુજ તુંજ તું
ન્યાળીને સૃષ્ટિમંહિ તારીજ લીલા.
મન મતિથી ચકિત હું થઉ છું,
અણુ એક પણ ખાલી રહ્યા તુજવીણુના દિસે.
જોઈ કૃત્તિ હું તાહરી તે માંહિ હું મ્હોઉ છું
દુઃખહરન સુખકરન, અમિ ઝરન, આપછો.



# ध्यानमांथी जाग्रत थतां इष्ट साक्षात्कार करनार वृत्तिना उद्दगार.



## પદ ૧૧

(જાગી જોને તું જીવડા અલ્યા. એ લય.)

જાગીને જોતાં મારા નાથ ભીતી ભાગી તો જતી.
નીડર થઇને ફરૂં આજ, ચિંતા ચાલી આ જતી, જાગીને૦
અતિ હુર્ષ આ મનડુ ધારે, પ્રભુપદ સ્મરી દુઃખ સઉ સંહારે,
સ્થિતિ ઘણી આન્યારી, આજે મારી તો થતી.
લાગે શુભ પ્રતિતિ
થાયે દુખની ક્ષતિ
મારૂં સુખ સચ્ચિત્તિ, આવે જેને નઇતિ; જાગીને૦
આપ્ત કામ થઇ કરૂં હું આજે, મુજ યશ ત્રિભુવનમાં બહુ ગાજે
મારૂં અને તારૂં એવી બુદ્ધિ ના રતી,
આવે મારી મતિ.
જોઇ મતિના પતિ,
હુર્ષ અતિ આણુતી, સાચા સુખો માણુતી; જાગીને૦



# બ્રહ્મજ્ઞાન સુખનો હેતુ છે.

## પદ ૧૨

(શિતળ ચંદ્ર જેવું વદન કાંતિમાન. એ લય.)

સકળ સિદ્ધમાત્ર મૂળ એક, બ્રહ્મજ્ઞાન,
આવે ન વિશ્વે કોઇ જેની સમાન. સકળ૦
આધિને વ્યાધિ કેરા, દુઃખોને ટાળે છે,
જીવત્વ ભ્રાંતિને, સમૂળ ગાળે છે.
સાચી સાચી શાંતિ થાય, થાય થાય, ના વર્ણાય; સકળ૦
ઝળહળ પ્રકાશ કરતું બ્રહ્મ જયાં વ્યાપે છે.
રોગને મૃત્યુ આદિ, દુઃખને કાપે છે,
દ્રષ્ય તણી ભ્રાંતિ જાય, જાય જાય સુખ થાય; સકળ૦
કામાદિ રીપુ કદી, નજરે ન આવે છે.
રાગને અને દ્વેશ કેરૂં જોર નવ ફાવે છે.
દુઃખ દુઃખ કેરી લાહ્ય.[1] લાહ્ય લાહ્ય ના દેખાય, સકળ૦
અતુલ પ્રસાદ એતો, ઉર પ્રકટાવે છે.
દારિદ્ર દૈન્ય દુઃખો, દૂર અટકાવે છે,
દેવો તણી તુલ્ય થાય, થાય થાય બ્રહ્મ ધ્યાય; સકળ૦

---

૧ દુઃખની આગ દેખાતી નથી. ૨ બ્રહ્મનું ધ્યાન કરનાથી દેવ તુલ્ય મનુષ્ય થઇ શકે છે.

# इष्ट साक्षात्कार करनार वृत्तिना इष्टविमुख वृत्ति प्रत्ये पोताना अनुभवना वचनो तथा तेनी श्री इष्ट प्रत्ये अंतिम आशा.



## પદ. ૧૩.

(જમુનાને તીરે જાદુવાળે. એ લય.)

આવી અંતરમાં આજ મારા પ્યારે, સખિ પ્રેમથી બોલાવી.
મને મળીને મોહન આ વારે, લીધું છે મુજ ચિત્તડું લોભાવી,
કામ કાજ છોડી સઉ વૃત્તિ હવે હાં હાં;
એક ઈષ્ટના મેં ધ્યાનમાં લગાવી; હાંહારે૦ આવી૦
    શરમ જરી નહિ રાખતા, ભેટયા છે પ્રભુ આજ,
    ભાગ્ય ઉદય થયો માનું હું, મળીયા શિરનાં તાજ.
આ અંતરની ચિંતા કરી નાશ, મૂર્ત્તિ સમીપે આવી,
કરી વિધ વિધ બહુ ચેષ્ટા મારી પાસ, મુજને દીધું હસાવી.
એના નયનોના ભાવમાં, મોહ છે ભારે;
જેણે દીધું ત્રિલોક આખું, સઘ મોહાવી.—હાંહારે૦
    હૃદય પુષ્પની મધ્યમાં, વિકસીત રહેજો નાથ,
    અમૃતમયી દ્રષ્ટિ કરી, ઉમંગ કરો મન સાથ. આવી૦



# विजय देवीना उद्गार.

### પદ ૧૪

( ઢુંઢત ચલી સબ સખીયનરે, એ લય )

વિજયમાળ ગ્રહી હસ્તનમેં.
વિજય દેવી બહુ પ્રફુલ્લ મને;
જોયા આજે મેં સ્વપ્નામેં,
થઇ ગઈ શાંતિ તન મનમેં. વિજય૦
પૂછયું મેં દેવી અત્યારે;
જવા કયાંય તું મનમાં ધારે,
બોલી આ વિધ તે મુજસેં.

( ખુદ હાથોથી જે થયું કામ થકાવે, એ લય )

પ્રભુ ભકતોની, આજ સમીપ હું જાઉં.
ગુણ ગાઉં,—હરખાઉં..................પ્રભુ૦
પુરા પ્રેમથી ઈષ્ટની, કરે ભકિત જે નિત્ય,
તેની પાસે જઈ અને, રહું હું સદા પ્રતિત,
આ વિજય માળ તેને ધરી ( ૨ ) બની કિંકરી,
તેને વરી, સુખમાં ઠરી જય ઉચ્ચરી,
કૃતાર્થ ઉરથી થાઉં....................પ્રભુ૦

# સાધન સાધવા સુબોધ.

## પદ ૧૫.

( લાવણી મીશ્રિત હરિગીત. )

કરીલો સાધન, કરીલો સાધન, સાચા સત્સુખને વરવા,
એજ ખરો ઉપાય ગણાતો, ભવસાગર દુસ્તર તરવા;
સાધ્યા વીણ કદી સાધનો, ગતિ ઉચ્ચ વિશ્વે ના થતી,
આવી પડેલી દુઃખદભીતિ, સાધનો વીણ ના જતી.
વાતો કરે સુખ નહિ મળે, શાસ્ત્રોનો એ આઘોષ છે,
સાધીને સાધન ગ્રહો સુખ, સકળ જનનો બોધ છે.
કરીલો સાધન, કરીલો સાધન, સાચા સત્સુખને વરવા,
એક ખરો ઉપાય ગણાતો, ભવસાગર દુસ્તર તરવા;
પાસે પડેલું અન્ન કાચું, ભુખના દુઃખ નવ હરે,
રાંધીએ સાધન વડે તો પુર્ણ તૃપ્તિ એ કરે.
તેમ આ સઉ વિશ્વમાં, સુખ સુખ સઘળે વ્યાપીયું,
સાધન કરી જે લેતા તેણે, દુઃખ શિરનું કાપીયું.
કરીલો સાધન, કરીલો સાધન, સાચા સત્સુખને વરવા,
એક ખરો ઉપાય ગણાતો. ભવસાગર દુસ્તર તરવા;



# જેના તેના આગળ સ્વાનુભવની વાત કહેવી જરુરની નથી



પદ ૧૬ દીંડી.

એક દીન હું નદીને તટ બેસી.
ગયો તત્વ તણા ચિંતને પ્રવેશી,
મારી ભુલ એવીનિંત્ય તો શું થાયે.
જેથી દુઃખ સ્થિતિ લેશ નવ જાયે.

(ચોપાઇ)

ક્ષણુ પછી ઉત્તર અનુભવ્યો, ભુલ તું કરતો ભ્રાત,
તેથી સુખ થાતું નહિ, ઉરની ન જાતી [1]કલાંત.
ભુલ વગરનો માને છે, તુજને તું તો ખચીત,
પણુ ભુલ થાએ તાહયરી. સુખ નવ થાતું અમિત.[2]
વ્યવહારે પ્રતિદિન કરે, ભુલ તું જે અગણીત,
તેમાં એકજ થાય છે, મોટી ભુલ ખચીત.
જેના તેના આગળે, તુજ અનુભવની વાત,
કરતો રહે તો વિશ્વમા, થાએ નહિ સુખશાત.
હૃદય તારૂં ઘણું ભોળું છે, તેથી તું દિન રાત,
બની વાતોને બોલતો, થાએ તેથી ઉત્પાત.

---

૧. કલેશ. ૨. ઘણું પુષ્કળ પ્રમાણમાં.

તારો આશય જાણ્યા વીણ, આ સઉ જગના લોક,
કરે કુજેતો પાછળે, તોડી હિતના યોગ.
માટે મારૂં તું માનજે, વચન બંધુ પ્રિય આજ,
તુજ અનુભવની વાતને, શમાવજે મનમાંજ.
હાથે કરી ભુલ જો હુવે, કરશે તું કદિ વીર,
તો તો દુઃખ બહુ પામશે, માન કહ્યું લગીર.
તું તારા ઉચ્ચ જીવનની, કળા સાધતો વાધ.
છો પછી જન ગમે તે કહે, તેનો ન નડશે બાધ,
રામ કૃષ્ણ ઇત્યાદિ પણ, જગત્ વિશ્વે નિંદાય.
ત્યાં તુજ નિંદા થાય તે, શું આશ્ચર્ય ગણાય.
માટે ભલે ગમે તે કહે, તુજ પાછળ કોઇ જન.
કાનમાં તે નવ લાવતાં, રહેજે નિત્ય પ્રસન્ન.
ઉચ્ચ જીવન ઉર ધારીને, થઇ રહેશે જયારે દિવ્ય.
તવ ઓજસ જોઈ અટકશે, નિંદા કરતા જીવ.





# दु:खनो नाश करवा श्री इष्टने प्रार्थना.

## પદ ૧૭.

( મુજને મારના સમશેર વહાલા વીરહું, એ લય. )

મારા દુઃખને હરનાર, વહેલા આવજો:
સાચી શાંતિને કરનાર, પ્રભુજી આવજો. મારા૦
વહેતાં નયને અશ્રુ અપાર,
સુઝે દશ દિશે ન લગાર, વહેલા આવજો૦
વિશ્વે આપની શિર બ્હાર,
આજે આપી કરૂણાધાર. વહેલા આવજો૦
થાશે તવ પ્રભુ જયકાર,
પટને ભેદીને આવાર, બહિરે આવશો.



# શ્રી ઇષ્ટને પ્રત્યક્ષ જોનાર વૃત્તિના ઉગદ્ગાર.

પદ. ૧૮.

(સામળા તારા નયનોની, એલય.)

એ....આ ભીતિ ગઇ મારી ભાગી,
આ સઉ ભીતિ ગઇ મારી ભાગી.
અરે મુજ નાથ જોતાં, ભીતિ ગઇ મારી ભાગી,
સબળ મળી છે આજે, પ્રભુનીરે સહાય મારે.
આ ચિંતા ગઇ હુંથી ત્યાગી;—અરે મુજ૦
ત્રિભુવન પતિ મારી સમીપેજ આવીરે,
વિરહની ભીતિ કરી આગી;[1]—અરે મુજ૦
નિર્ભય દશદિશે હાવે હું વિચરૂંરે.
ખરી આ મુજને પ્રીતિ જાગી;--અરે મુજ૦
નાથની પાસે સુખ, અદ્ભુત લાગે મુજને,
થઇને રહું હું એક રાગી.--અરે મુજ૦

---

૧ આઘી દૂર.

## ब्रह्मरसनी अभिलाषा राखनार जीवना श्री इष्ट प्रत्ये वचन.

પદ ૧૯

(ચંદ્ર વિરહાગ્નિ વર્ષાવી, એલય.)

પાઓ બ્રહ્મરસ પ્યાલી.
સાર અસાર શકું જેથી ભાળી. હો.
પ્રભુ દુઃખમય માયા ગાળી; પાઓ૦
એ બ્રહ્મરસ આપો મને, પ્રભુ અંતરે હું માગતો.
મુજ હૃદયની હરો પ્યાસ,[1] વિનવી આજ પાયે લાગતો.
આ તત્વ ચિન્મય બ્રહ્મનું, પ્રભુ મુજ ઉરે ઉગાડજો.
પોષણ કરીને તેહનું, મહા રમ્ય ફળ પ્રકટાવજો.
પ્રભુ મુજ અરજ સ્વીકારી, હૃદે ધારી.
દેજો દ્રષ્ય ભેદને ટાળી; સાર૦



# इष्ट साक्षात्कार वखतना उद्गगार.

પદ ૨૦

(ઘરની શોભા છે ઘરવાળી. એ લય.)

વસતા હ્રદયે હ્રદય વિહારી, મન મતિ જોઇ હઉ ત્યાં ઠારી;
મહા મનોહર પ્રભુ મુખ ભાનું, અંતર બહુ સુખકારી.
પૂર્ણ કળાથી આજ પ્રકાશે; મુજ ઉર જોઉં તે ધારી;
નિશંક નિર્ભય હશે દિશામાં, હાવે હું વિચરનારી.
ભય નવ ધરતી કો જગ્યાએ, (કાંજે) બાંધી નાથથી પ્યારી;
આ સારૂં અને આ ખોટું, એ ભેદ હ્રદયથી [1]દારી.
પુરા પ્રેમથી ત્રિભુવન પતિની, જપું માળા પ્રિય કારી;
ગાંઉં ગુણ હું નાથના શ્યા શ્યા, મતિ તે નવ કથનારી.
અગાધ સુખ પામી અંતરમાં, અંતર મતિ સમનારી;
કનક કિર્તી આદિના લોભે, વૃત્તિ આ નવ જાનારી.
સ્પર્શ મણિ સમ નાથને પામી. ઇચ્છું ન તેની [2]યારી;

---

૧—નાશકરી ૨—પ્રીતિ. સ્પર્શમણી સમાન પ્રભુને પ્રાપ્ત કરવાથી હવે કનક કિર્તીની પ્રીતિને હું ઈચ્છતી નથી.

# ब्रह्मभूमिमां जवा निमंत्रण.

पद. २१.

(રાજવી જાશો ના તરછોડીને એ લય.)

પ્રવાસી જાજે હવે તું બ્રહ્મભુમીમાં,
પ્રભુ પામવા, દુઃખ વામવા, સુખે ઝામવા; પ્રવાસી૦
મન બ્રહ્મ તત્વે તું ધાર, પ્રતિક્ષણે પ્રભુ સંભાર. પ્રવાસી૦
ધીમે ધીમે ચાલીને માર્ગથી, બ્રહ્મ પ્રતિ તારે જાવું,
ગુરૂ સહાયને ઝાલી આજે, બ્રહ્મરૂપને ધ્યાવું;
ચિંતન સઘળાં ટાળી અવર તુજ, બ્રહ્મ અભિમુખ થાવું,
સ્વરૂપે પ્રીતિ વધારી દઈને, બ્રહ્મગુણને ગાવું. પ્રવાસી૦



# इष्ट स्मरणनी धून मचाववा सुबोध.

पद २२

(જેસલ કરી લે વિચાર. માથે જમ કેરો માર. એલય.)

કરવા તત્ત્વ વિચાર, જોવા કરૂણાના ધાર
વિષય પ્રીતિ અસાર, તોડી બંધુ આ વાર,
આવોને સર્વે આજ, સઉ મળી સંગે આપણે શ્રી હરિધૂન
મચાવીએ હોજી.
ટળવા ભવનાં આ દુઃખ, સાચું પામવા સુખ.
તોડી આ બહિર્મુખ, વૃત્તિ કરો અભિમુખ; આવોને૦
ચઢવા ઉન્નતિ શૃંગ, હોય ઇચ્છા જો અંગ.
આવી આવે પ્રસંગ, અંતર ભક્તિથી રંગ; આવોને૦
ઉડવા ગગન મોઝાર, બ્રહ્મ કરવા વિહાર.
છોડી પ્રયત્ન હજાર, આ એક તું ધાર; આવોને૦
ભોગે તૃપ્તિ ન થાય, અનુભવી જન ગાય.
સાચું સુખ તવ ગ્રહાય, હરિગુરૂ જત્ર ભજાય; આવોને૦
ગાળી હું તુંનો ભેદ, માયા રૂપ છોડી કેદ.
અંતર કરો અનિવેદ, લખીયું એવું છે વેદ; આવોને૦
આયુ કયારે પુરૂં થાય, નવ તે સમજાય.
માટે સવેળા ચેતાય, તો તો હિત તમ થાય; આવોને૦

# अवनतिना मार्गमां प्रयाण करता जीवने हितवचन.

### પદ ૨૨.

(મોરી કામનીઆ, તોરે લંબે લંબે બાલ. એ લય)

જ્ઞાન કાં ન ગ્રહે, ઉંધે રસ્તે શું વહે.<br>
તારા ઉરે શું ચહે, જેથી હિતના લહે; જ્ઞાન૦<br>
તેનાતે રૂપને વિષયોમાં, ઘડી ઘડી દે તો ધ્યાન.<br>
સત્યરૂપ તુજ વિસારી દઇને, કયાં તેથી બને ગુલતાન જ્ઞાન૦<br>
મોહ થકી પડતો આખડતો, પામતો વિધ વિધ દુઃખ.<br>
તો પણ તૃષ્ણા ટળી ન તારી, ગ્રહ્યું ન સાચુ સુખ; જ્ઞાન૦<br>
ઇંદ્રવારણા સમ તું વિશ્વે, જાણ વિષય સમુદાય.<br>
ઉપરથી સુંદર લાગે પણ, તૃપ્તિ ન એથી જરાય; જ્ઞાન૦<br>
અલ્પ વાકયમાં સમજી લેજે, વીર તું બહુ ધીમાન.<br>
છોડી વિષયની પ્રીતિ સઘળી, થા હરિથી એકતાન; જ્ઞાન૦



# दोष ग्राहित जीवनी इश प्रत्ये स्तुति.

પદ. ૨૪.

કૃપાના નિધાન, મારા દોષ વિદારો,
દોષ વિદારો, મારી ભુલ સુધારો;
મારા દોષ વિદારો. [૨] કૃપાના૦
દોષરૂપી ગ્રાહથી હું, રહયો છું ઘેરાઈ,
સાર અસાર, મુજને સુઝે ન કાંઈ;
મતિ ગઇ દોષની, જાળે ફસાઇ,
(તેથી) છોડાવી શિર્ષે, અભય કર ધારો. કૃપાના૦
તમ કૃપા રશ્મિ. જ્યારે પડશે,
દોષ આ ત્યારે, મુજને નવ નડશે;
ઉન્નતિ ગીરિપર, મન આ ચડશે,
ટાળીને નીજ કુવિચારો. કૃપાના૦
મુજ દોષ ગણુતાં, કદિ પાર ન આવે,
(જે કર્યા છે તેથી) ઉચ્ચ ગતિ ન થાએ, કોટી જન્મ જાવે,
સ્મરતા દોષો આ મન વિહ્વલ થાવે,
(પરંતું) દયા કેરી દ્રષ્ટિથી મુજને ઉગારો. કૃપાના૦

પરધન પર મેં તો, દ્રષ્ટિ છે કીધી,
અવિહિત ક્રિયા મેં અતિ ઘણી કીધી,
એવી બીજી ભુલ અગણીત કીધી;
કહું શું તે પાડીને પુકારો. કૃપાના૦
પાપી છું પુરો અજામેલનો જેવો,
આશ્રય તમવીણ, કોનોજ લેવો;
રહેમે ઉગારો, પ્રભુ છું ગમે તેવો,
તમવીણુ મારે નદીપે કીનારો. કૃપાના૦
આપી સુબુદ્ધિ પ્રભુ દોષ દ્યો કાપી,
શમ દમ સાધન મુજને આપી;
હેજો અનુભવ જ્ઞાને મતિ સ્થાપી,
રહું જેથી સંસ્રુતિથી ન્યારો. કૃપાના૦



# भक्ति साधवा निश्चय करनार भक्तनां वचन.

## પદ ૨૫.

( હું તો પ્રેમની જોગણ, એ લય. )

હું તો ઇશની ભકિત, હૃદયના ભાવથી સાધું
ભાવથી સાધું, મન મળ સઘળા હું બાધું.
હૃદયના ભાવથી સાધું, હું તો૦
પ્રાતઃકાળે ઉઠીને, સ્નાન સંયમે વાધું;
મંજુલ મૂર્ત્તિ ઇશની, હું નિત્ય આરાધું. હૃદયના૦
મૂકી દઇ પ્રભુ ભકિતને, વિષયે નહિ લાધું,
વિષ્ઠા સમા લઇ તેહને, તપમાં તનું [1]દાધું. હૃદયના૦
ગ્રહી સાધનોના બળ વડે, ઘન ભકિતનું બાંધું;
ગુરૂ સહાય લઇને ક્રમ વડે હું, ભકિતમાં વાધું. હૃદયના૦
જેણે ન ભજીઆ ઇશ, તેનું પીધુ ને ખાધું;
જાણજો અફળ થયું તે, મુજ વચન છે સાદુ. હૃદયના૦
ભકિત કરી હું ઇશની, પરહિતને સાધું;
વળી સાથે નિજ હિત સાધીને. મહા પદમંહિ [2]રાધું. હૃદયના૦

---

૧- દહન કરૂં. ૨-નિવાસ કરૂં.

# मोहरुपी निंद्रामांथी जगाडवा प्रेमीवृत्तिनी इष्ट प्रत्ये प्रार्थना.

પદ ૨૬

( અહા ! નરનાથને નથી જંપ જુઓ, એ લય. )

આજે જગાડજો, મારી નિંદમાંથી મને પ્રાણ,
સમય બહુ થયાં, ઊંઘી ગઇ હું,
આજે જગાડી કરો સુખ લા'ણ. આજે૦
બળ રહ્યું હાવે જરી નહિ મુજમાં,
કરો નહિ પ્યારા ખેંચાતાણ. આજે૦
સિંધુ દયાના શાસ્ત્ર ગણે છે,
આપને ગણીશ હું તો પહાણ.[1] આજે૦
(કેમો) વિનવિ વિનવી થાકી તોયે,
ટાળી નહિ મુજ દુઃખની ઘાણ.[2] આજે૦
આપ વિના આ મલિન બન્યું છે,
વદન હરિ તું આજે [3]નાણ. આજે૦
આતુર આજે બની રહી પ્રિયતમ,
સાંભળવાને તારી વાણ.[4] આજે૦
પ્રેમ હૃદયનો સાચો ગ્રહેજો,
લેવા જાશો ન તુચ્છ આ છાણ. આજે૦
પ્રેમે પરસ્પર વાતો કરીશું,
જુદાઇ પ્રિય તું જરી નહિ જાણ. આજે૦
તવ દર્શનની પ્યાસી [5]આ વૃત્તિ,
પ્યારા પ્રભુ નીજ સમીપે તાણ. આજે૦

---

૧. પથ્થર. ૨. ઘાણી. ૩. જો. ૪. વાણી. ૫. તૃષાતુર.



# ध्येयाकार वृत्ति करवा सुबोध.

### પદ. ૨૭.

( હળી મળી સહુ આલીરે, એ લય. )

ધ્યેયાકાર વૃત્તિરે, આવી ઉમંગે શુભ પ્રસંગ અંતર કરજો.
સ્થળ સ્થળ ધ્યેયને ન્યાળી લઇને, કલેશ સકળ આ ઉર હરજો.
દિવ્ય સુગુણ તેથી સહજે મળે.
મન નિશંક થઈ નિભય ફરે.............ધ્યેયા૦
જે જન સદૈવ ધ્યેય હૃદયે ધરનારછે.
તેને અખંડ સુખ બીજા મળનાર છે;
લેવી તાણી વૃત્તિ, ધ્યેયે ધરજો. આ...ધ્યેયાકાર૦
છે સુખ કારણ, ભવ દુઃખ તારણ,
ધ્યેય વૃત્તિને ઉર ( સઉ ) વરજો.
ચિન્મય બની દશ દિશામાં પછી.
આજ વીર સર્વે ફરજો. આ...ધ્યેયાકાર૦



# श्री इष्ट धाममां जवा तैयार थनार साधकना अंतिम उद्गार.

### પદ. ૨૮.

( હવે રહ્યું બની બનાવવું-એ લય )

જવાનું થયું, હવે મંગલમય પ્રભુને ધામ,
જ્યાં નથી જનન મરણુ કે કામ. (૨)
જે છે અખંડ સુખનું ઠામ. જવાનું થયું.
બહિર પ્રદેશે દુઃખ બહુ લાગે, તેથી મન આજે તે ત્યાગે,
પામે સ્વરૂપે વિરામ. જ્યાં નથી.
ઉરથી વિષયનો પ્રેમ વિસારી, અંતર કીધું છે અવિકારી,
રટી પ્રિય પ્રભુનું નામ. જ્યાં નથી.
ચિદ્રુપ સઘળું ભાસે આજે, અનવધિ સુખમાં જીવ આ રાજે
તાપ ટળ્યા છે તમામ; જ્યાં નથી.
જીવન આજે[1] પલટયું આખું, જગપતિ હાવેં દૃષ્ટિ ન નાંખું,
કરી લઇ છેલ્લા પ્રણામ. જ્યાં નથી.

---

૧. બદલાયું.



# सुख दूर नथी पण पासेज छे.

પદ ૨૯

એક દિવસે સુખોની સોધ કાઢવાને આવીયો દુઃખી
મનુષ્ય ગુરૂ દ્વારમાં.
પૂછયું ગુરૂની સમીપ જઇ, સાવધ મન થઇ સુખ કયાં
રહ્યું છે સંસારમાં એક૦

સુખ અર્થ દેશો દેશમાં; હું પ્રેમથી ભટકી વળ્યો,
વળી તિર્થ વિશ્વે ગણાય જે, તે મધ્ય તો હું બહુ ફર્યો.
સ્વપ્ને પરંતુ સુખ ઝાંખી, મુજને કદી નહિ થઇ,
આવેલી શિર પર દુઃખ ભારી, લેશ હજીએ નહિ ગઇ.
મુજ ભાવિમાં સુખ નથી, વિચાર્યું મન થકી તેથી પડયો
દુઃખ ગારમાં.

## पूर्वोक्त प्रश्ननो गुरुए आपेलो प्रत्युत्तर.

સુખ તારી પાસે છેને, દૂર તેને તું કયાસેરે.
નિશ્ચત રૂપે છે વીરા તું, ભયથી હવે શીદ ત્રાસેરે; સુખ૦

ધ્યેયા સ્વરુપ ધ્યાતા થતો, સત્ય નિયમ એ જાણુ;
હૃદયે તેને અનુસરી, વૃત્તિ પ્રભુમાં તાણ. સુખ૦
રક્ત પુષ્પની સંગમાં, સ્ફટિકજ રાતો જણાય;
તેમજ દેહાધ્યાસથી, ઇશ તું શોધે બાહ્ય. સુખ૦
શ્રદ્ધા પ્રભુમાં ધારીને, રટતું પ્રભુના જાપ;
સુખ તેથી ઘણું પામશે, જાશે શિરના તાપ. સુખ૦
પ્રકાશ જુદો ના દીપથી, નથી જુદા તેમ ઇષ્ટ;
અંતર્મુખતા ધારીને,-જો જાશે તુજ [1]કલષ્ટ. સુખ૦
તનુ આ તુજશ્રી ઈષ્ટનું, મંદિર શાસ્ત્રે ગણાય;
તત્વમસિ એ વાકયથી, તેની શાખ પૂરાય. સુખ૦
સહસ્ત્ર દલ પદ્મે રહ્યા, નિવસી અનેક દેવ;
બહિર્મુખતા છાંડીને, તેની કરતું સેવ. સુખ૦
બ્રહ્મા અધઃમાં રાજતા, વિષ્ણુ નાભિ માંહ્ય.
હૃદયે શિવ પોતે રહ્યા, હસ્તે ઇંદ્ર સદાય; સુખ૦
અગ્નિ વાચામાં રહ્યા, નેત્રે સૂર્ય ભળાય;
નિવસે મહેશ્વર મૂર્ધમાં, દિવ્ય ગાન શુણાય. સુખ૦
વરૂણ, ચંદ્ર, કુબેર યમ, શેષ અને વસુદેવ.
તુજ શરીરમાં પ્રકટ છે, ટાળીદે [2]અહમેવ. સુખ૦
જો સુખ તારે વિશ્વમાં, પ્રાપ્તજ કરવું હોય;
પ્રીતિ સ્વરૂપે જોડી દે, જેથી સુખમાં સ્હોય. સુખ૦
સ્વરૂપમાં સુખ છે રહ્યુ, શાસ્ત્ર પુરાણો ગાય,
સમજી તેને ઉરમાં, લીનથા સ્વરૂપની માંહ્ય. સુખ૦

---

૧–અશુભ દુઃખ. ૨–અભિમાન.

# परमात्मतत्व प्रति जयजयकार युक्त स्तुति.

પદ. ૩૦.

( જેને શિર કીરતાર સમર્થ એ લય )

જય ત્રિભુવન વ્યાપક તત્વ, હૃદય [1]શિશુ સર્વે નમેરે આજે
આપથી નહિ કશું અન્યત્વ, ધ્યાન અંતર ધરેરે. આજે
શુભ દિવસે આ શુભમય કૃતિને. અમથી નાથ કરવો;
સત્સંગતિ સિધુ આપ કૃપાથી. નિર્ભય રીતે તરાવો. હૃદય૦
મહા મંગલ આપના કિરણની, દશ દિશ દ્યુતિ છવાઇ;
સ્થુલથી મહા કારણ સુધી જોતાં ખાલી અણું નહિ કાંઇ. હૃદય૦
સાચાં સુખનાં બીજ બહુ રોપો, આ અંતરની માંહિ;
માહાત્મ્ય ફળને પ્રકટાવો, ભ્રમવું ન રહેતું કયાંહિ. હૃદય૦
બંધ હૃદયના દ્વાર ખોલીને, રવિજ્ઞાન પૂર્ણ પ્રકટાવો;
અમૃત મયી દ્રષ્ટિ નાંખીને, દશ દિશ વિજય કરાવો. હૃદય૦

---

૧–હૃદયના ભાવથી પુત્ર નમન કરે છે.



# अभेद चिंतन स्तवन.

## પદ. ૩૧.

( વિશ્વનાથ પ્રભુ મંગળકર્તા એ લય )

વ્યાપ્ત સભર સચરાચર સ્વામી, વંદન શિશુ સઉ કરીએ.
નભ, જલમાં, ને સ્થલમાં, દેખી આપને ઠરીએ,
આપ નાવમાં બેસી તરીએ, સસૃંતિ રૂપ આ મોટા દરીએ
આશ્રય છે તમ ધાર્યો;
જગત્‌માં આશ્રય તમ ધાર્યો.
શિશુ સર્વે આજે ગુણ ગાય,
છોડી આ અંતરની દુઃખરૂપ ચિંતાને ભકિત પ્રભુની બહુ સાધીએ
હરિસ્મરણની માળા લઇ હાથમાં કલેશ સકળ સદ્ય[1]બાધીએ,
એક ભકિતના માર્ગ માંહિ વાધીએ.
ક્યો ઉગારી. શ્રી મુરારી ભકત તારી,
અલ્પ વિનતિ માની લઇને કરજો એકાકાર. વ્યાપ્ત૦

---

૧—નાશ કરીએ.

# इष्ट प्रेमविरही वृत्तिना उद्गार.

## પદ ૩૨

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ લય )

મારે નયને હે હરિ આજે આવજો,
ટાળીને આ વિરહરૂપ બહુ દુઃખજો;
જોઇ જોઇ વાટ ગઈ હું થાકી આખરે,
તો પણ દીઠું ન આપનું કદિ મેં મુખજો. મારે૦
નિસાસા નાંખીને હરઘડી એકલી,
બેસી રહેતી મુજ મંદિરમાં નાથજો;
વાંક પડયો શું એવો કે નહિ આવતા,
વિચારજો પ્રભુ આપના મનની સાથજો. મારે૦
ઝુરી ઝુરી આ કાયા થઇ ગઇ દુબળી,
જોજો તે જરી ધ્યાન ધરીને આજજો;
લાખેણાં લ્હાવા પ્રભુ મારા પૂરજો,
કંઇ દીનથી મેં સમાવીયા મનમાંજજો. મારે૦
જુદાઇ કદીએ નાથ જરી નહિ રાખશો,
આપણ બે તો મૂળ સ્વરૂપે એકજો;
માટે નમેરા થાવું તમને ના ઘટે,
કહું છું આજે છોડી મુજ વિવેકજો. મારે૦

ગણી વ્યભિચારી મુજને શું કદિ નાથજી,
ત્યાગી દીધી આ ભવરણની માંહ્યજો;
પણ તમવીણ સ્વપ્ને ચિંતુ નહિ કોઇને,
આપો આજે મુજને આપની છાંયજો. મારે૦

અકળાઇ ગભરાઇ વચનો બોલતી,
નહિ તમવીણ કો ઠરવા મારે ઠામજો;
આતુર છું સાંભળવા વાણી તમ તણી,
બોલોને પ્રેમે મુજ સમીપે શ્યામજો. મારે૦

રડી રડીને આ હૈયું ખાલી કર્યું,
આજે પ્રભુ મેં આપતણી સમીપજો;
ટટળાવી ટટળાવી હાવે ન રાખશો,
કરજો ઉરમાં આપ સ્વરૂપ પ્રકાશજો. મારે૦

મહા સમુદ્રે જળની ખોટો ના પડે,
બિંદુ કદિ તેમાંનું લેતા એકજો;
તેમજ આપને ખોટ નહિ કંઇ આવશો,
પ્રેમ તણું એક આપતાં કદિ ઉદ્રેકજો. મારે૦

(માટે) ભાર નહિ પડશે કદિ બિંદુ આપતાં,-
પ્રેમ તણું, પણ મળશે મને જીવીતજો.
તેથી કરૂણા લાવીને કંઇ આપજો,
થાશે શાંતિ ત્યારે મારે ચિત્તજો. મારે૦



# तमारुं आगमन सुख लेवा छे के दुःख.

### પદ ૩૩

( દઇએ અંતરની આશિષ એ લય )

અહિ કિં પ્રયોજન છે, आगमनंम्.
લેવા સુખ કે કહિ દુઃખ પરમ;
અહિ આવી શુ સાધન સાધ્યું. હિતના માર્ગ શું મન વાધ્યું
કે ઉલટું દુઃખમાં મન [1]લાધ્યું, છોડી દઇ નિજ ધરમ.
વ્યાધિ મૃત્યુ જય શું કીધો, અજરામર રસને શુ પીધો
કે શું અમૃત માની લીધો, પ્યાલો વિષનો જે [2]વિષમ.
ઉરમાં શું શુભ વિચાર કર્યા, અંતરના ભય શું લેશ હર્યા,
સર્વોત્તમ પદને શું છો વર્યા, કે અવિહિત કીધાં [3]કરમ.
છે કીર્તિ શું જગમાં પ્રસરી, મન સાથ વિચારી લ્યો તે જરી,
હૃદયે એક પ્રભુનું ધ્યાન ધરી, ત્યાગી દો કાર્ય [4]શરમ.

---

૧. ચોટ્યું. ૨. દુઃખ આપનાર. ૩. કર્મ. ૪. શરમ ઉપજાવે એવા કાર્યને છોડી દો.



# इष्टने दर्शन आपवा प्रार्थना.

પદ. ૩૪.

( એ...મન મોહન નવ બોલાવશો. એ લય. )

હવે હદ થઇ જરી ન વિતાવશો, જોઇ વાટ ગઇછું હારી,
ગઇ હારી.
પ્રિતમ તમ વિરહે કાયા ગાળી, દીધું ભાન શરીરનું વિસારી.
જરી૦
તલસુ આપનો લેવા પ્યાર, કયાં નથી દેતા હૈયા હાર,
આપનો એક ખરો આધાર.—છોડી આનાર;
નવ ચાલ્યા જશો, કંઇ બીજે :મુજ ગીરધારી. જરી૦
વહાલા ત્યજવી ન ઘટતી આમ, આજે મળજો પ્રિય મુજ રામ,
તમવીણુ મારે અવર ન કામ, તનમન અર્પ્યા છે તમામ;
ઝટ હવે આવીને દીન દાસી આ દેજો ઠારી. જરી૦



# आत्मज्ञाननी प्राप्ति अर्थे प्रयत्न करवा सुबोध.

पद ३५

### પદ ૩૫

( કોઇ દુધ લ્યો દીલરંગી. એ લય )

કોઇ આત્મ તત્વને જાણો,
જાણી સુખ અપરિમીત માણો; હાં કોઇ૦
આત્મ તત્વને જાણવું, મુખ્ય વિશ્વની માંહ્ય,
ગણાય તેથી વિશ્વમાં, પ્રજ્ઞો તેને ધ્યાય; કોઇ૦
ભેદ ભાન વિસારીને, બંધુ સઉ આવાર,
આત્મ તત્વને જાણવા, થાજો સઉ તૈયાર; કોઇ૦
વિધવિધ વિદ્યા વિશ્વમાં, થઈ ગઇ જેહ પ્રસિદ્ધ,
તે સર્વમાં શ્રેષ્ઠછે, આત્મ વિદ્યા એક સિદ્ધ; કોઇ૦
મેળવવાને પામવા,-નું વિઘ્ન છે એક,
માટે તેની પ્રાપ્તિના, કરજો પ્રયત્ન અનેક; કોઇ૦
જેના જ્ઞાન થકી સઉ, સ્થલમાં આનંદ થાય,
અંહભાવ આ ટળી જઇ, જીવ તે શિવેસોહાય; કોઇ૦



# इष्ट साक्षात्कार करनार वृत्तिना आनंद वचन.



## પદ ૩૬

( કુમ કુમ પાય ધારીરે, એ લય )

ત્રિભુવનનાથ પામીરે, મનની ચિંતા વામીરે,
અનુપમ સુખમાં ઝામીરે, રહી કશી ના ખામીરે;
શોધ જેની નિશદિન હું તો કરતી,
(ત) મંજુલ મૂર્ત્તિ દ્રષ્ટિ સમીપે તરતી,
રહી કોની ના આશરે, દુઃખને [1]ડહામી,
હું રહું પ્રભુને પ્રણામી; ત્રિભુવન.

---

૧. બાળી. અર્થાત્ દુઃખનો નાશ કરી.



## विषयमां मत्त थइ रमनार मनुष्यना तेने बोध करवा आवनार सज्जन मनुष्य प्रति प्रथमना उद्गार, अने विषयमां दुःखानुभव करी रह्या पछीनो पश्चाताप तेने दैवी अवाज तरफथी प्रोस्ताहन.



### પદ ૩૭ ગજલ

( મુંઝાવી કાં મને મારે. જવાદે કૃષ્ણને દ્વારે. )

તમારો ધર્મ તમ દ્વારે, નથી તે કામ અત્યારે
આવ્યા ઉપદેશને દેવા, વેદનાં વચનને કહેવા,
મારે તે ઉર નથી લેવા, મેં વળી પૂછયાં એ કયારે. ત૦
વિષયમાં સુખ છે જેવું, નથી બીજે કંઇ તેવું.
ધારીને મન વિશે એવું, ભોગવું તેજ આ [1]વારે. ત૦
પ્રાપ્ત આ સુખને મૂકી, જાઉં ના બીજે હું [2]ચૂકી,
વિષયના પાનમાં ઝુકી, મન આ હર્ષને ધારે. ત૦
ચોપાટી બાગમાં ફરવું, ફાવે તે કૃત્ય આચરવું,
વચન ના હિત [3]સાંભળવું, જવું ના માર્ગજે સારે. ત૦
"વિષયમાં મ-ત થઇ વહેવું", જગે ના કોઇથી ડરવું,

---

૧. આ વખતે ૨. ભુલ કરી. ૩. હિત કરનાર વચન નહિ સાંભળવું.

અવિહિત કાર્ય આચરવું," નિશ્ચયો એવા ઉર ધારે. ત૦
બેસું હું ટ્રામની ગાડી, [4]ઇલેકટ્રીક પણ નહિ સાદી,
અનુપમ સંગ લઇ [5]લાડી, દિશાઓ ફરતો હું ચારે. ત૦
રૂપ હું નારીના જોતો, નિરખીને હું ઘણો મહોતો, [6]
હર્ષના આંસુઓ લહોતો, કહુછું સત્ય હું પ્યારે ત૦

+ × + + + × + +

ખરી મુજ ભૂલ સમજાઇ, વચન[7] તમ માન્યુ નહિ કાંઈ,
વચન તમ માન્યુ નહિ કાંઇ, આવી શીર દુઃખની ધાઇ; ખ૦
વિષયમાં સુખ ના દીઠુ, સીંધુજળ જેમના મીઠુ,
ખરે એ દારૂનુ પીઠુ, અચળ સુખ આપે નહિ કાંઇ[9] ખ૦
વિવિધ બહુ ભોગમાં ભમીયો, ષડ્રસને નિત્ય હુ જમીયો
(લોપણ)આંખ્યોના સુખનો[10] કીમીયો, શોધુ હુ નિત્યજે ચહાઇ.
અરે હુ મૂર્ખ છુ પૂરો, કર્યો અક્કલ તણો ચુરો,
વિષયમાં ઘુમ્યો થઇ શૂરો, ગુમાવી આબરૂ ભાઇ; ખ૦
ગતિ મારી તે શું થાશે, વિચારૂ તો તો મન ત્રાશે
પ્રભુતે દયા કેમ ખાસે, વ્હારે કોણુ આવશે ધાઇ; ખ૦

+ × × × × × ×

ગીતિ

**દૈવી અવાજ.** પ્રભુ પ્રતિ પ્રેમે જાજે, વીરા સઉ વિષય પ્રીત છોડી,
કરૂણા સાગર લેશે, તને નિજ સ્વરૂપમાં જોડી,

---

૪. ઘોડા જોડેલી નહિ પણ વિજળીની. ૫. સ્ત્રી.
૭. તમારૂં. ૮. ખાઈ. ૯. દારૂના પીઠામાં જઇ દારૂ પીવાથી તેની કેફને લીધે થોડીવાર સુખનું ભાન થાય છે પણ તે સાચું નથી તેમ વિષય ભોગવવાથી સુખ મળે છે તે પણ સ્થાઇ નથી. ૧૦. જાદુ મંત્ર.

# अंतरमां ज्ञान प्रकाश करवा इष्टने प्रार्थना.

पद. ३८.

(અટારીયોપે ગીરારે કબુતર આધીરાત. એ લય)

મુજ અંતર આવી, કરો પ્રભુ જ્ઞાન પ્રકાશ;
હવે ના તરસાવી, હરજો એ મુજ [1]પ્યાસ.
કૃતાર્થ થઇ હું, જેથી હણુ મારા [2]ત્રાસ. મુજ૦
કરૂણા કરીને પ્યારા, આજે જ્ઞાન આપો;
વરદ હસ્ત આપ, મુજ શિર ઉપર સ્થાપો,
ઉરમાં વાસ કરી રહેલી અવિદ્યાને કાપો;
બહિર અંતર પ્રભુજી મારી આપ વ્યાપો. કૃતાર્થ૦
આપો જ્ઞાન સાચું, જેથી કંઇ માગવાનું;
રહેના પ્રભુ, વળી કંઇ યાચવાનું.
પૂર્ણ કરો મારા હૃદયની આપ ઇચ્છા.
પ્રભુ જેથી રહે ના મારે બોલવાનું; મુજ૦

---

૧-તરસ. ૨-દુઃખ.

# श्रीइष्ट स्तुतिरूप मंगल.

### પદ ૩૯

(જય જય કૃષ્ણ જયકારી. એ લય )

જય જય પ્રભુ સુખ કારી, સુંદર શ્યામ હો;<br>
શિશુ આજે, તવ ચરણને સ્મરતા હાંજી.<br>
મંગલમય દિને આજે આપના નામનેજી;<br>
હૃદયના ભાવે સઉ ઉચ્ચરતા, હાંજી. જય૦<br>
અનવધિ ગુણ પ્રભુ, આપના વિશ્વમાંજી;<br>
આપ છો અભરણ ભરતા, હાંજી. જય૦<br>
જનમ્યા પહેલાં તેં દુધ, દીધુ જનુની ઉરજી;<br>
સઉ સમયે રક્ષણ પ્રભુ કરતા, હાંજી. જય૦<br>
આપની સાહ્ય જેના શિરપર ગાજતીજી;<br>
સઉ સ્થલ નિર્ભય તે ફરતા હાંજી. જય૦<br>
ઓત પ્રોત સર્વ માંહિ, તુજ રશ્મિ વ્યાપીજી;<br>
શિશુ તવ શરણ ગ્રહી ઠરતા હાંજી. જય૦



# विपत्ति नाश करवानो सरळ उपाय.

પદ ૪૦ મેવાડો

વિપત્તિના સમયરે, કરજો પ્રેમે હાસ્યનેરે,
જેથી થાશે, અનવધિ ભવમાં સુખ;
વિપત્તિ કદિ આવતીરે, અટકી જાશે એ થકીરે,
માટે થાઓ, હાસ્યની અભિમુખ. વિપત્તિ૦
ઉપાય એ ગણાતોરે, સાચો એક વિશ્વમાંરે,
જેને સાધે, તરતજ જાતું દુઃખ;
માટે બંધુ આવજોરે, છોડી ચિંતા ચિત્તનીરે,
રાખી રહેજો, સ્મીત અખંડ તમ મુખ. વિપત્તિ૦
કષ્ટ કદિ કદિ આવેરે, વિકળ થશો ના જરીરે,
કાંજે તેનાં, નથી તમ સમીપે કંઇ ભાર;
ખડ્ગ તમારા હાથમાંરે, હસવાનું કદિ રાખશોરે,
તો તો થાશે, સઘળા દુઃખ સંહાર. વિપત્તિ૦
ભલે શરીરમાં વ્યાધિરે, નિસ દિન ઘર કરી રહેરે,
ઉપજાવીને, વિધ વિધ ભાતીના કષ્ટ;
એને ટાળવા માટેરે, ઔષધ હાસ્યતણું પીજોરે,

પીતાં થાશે, સઘળા વ્યાધિ નષ્ટ. વિપત્તિ૦

હાસ્ય તણી તો કુંચીરે, પ્રાપ્ત થાવી સુલભ ઘણીરે;
નથી તેમાં, કાંઇ દ્રવ્ય જરૂર,
ઘર બેઠાં આવી મળે, આપણુ એ સર્વનેરે.
મળતાં એતો, ઉભરાતા સુખપુર; વિપત્તિ૦

શોક કેરા પ્રસંગેરે, હસવું કઠણુ લાગતુરે.
પણુ જો કદિ બળથી તેમાં હસાય,
ક્રમે ક્રમે એ થઇ જશેરે, મહાવરો પછી નિત્યનોરે.
જેને સેવ્યે, સઘળા શોક વિલાય; વિપત્તિ૦

અત્તર કુંડે ન લાગતીરે, દુર્ગંધ કો દિનેરે.
ત્યાં તો અખંડ, સુવાસ લહરિ ફેલાય,
તદ્વત હસવું રાખતાંરે, સુખ સર્વ આવી મળેરે.
દુઃખ તણો પછી દિપજ તર્ત ઓલાય; વિપત્તિ૦





# તૃષ્ણા,

પદ. ૪૧.

( પ્રભુના ચરણોથી ગંગા અવતરીરે, એ લય. )

તૃષ્ણા આ વિશ્વે, દુઃખ [1]દાયીનીરે;
એતો કરતી રૂધિર કેરૂં પાન.
એ તૃષ્ણારે, રૂપે [2]કૃષ્ણારે;
એને છોડીને કરો પ્રભુ કેરૂં ધ્યાન.
તૃષ્ણા તો મિથ્યા જેના ઉર વસેરે;
તે નર [3]ખરના સમાન કહેતા એવું ધિમાન.
માટે ત્યાગીરે, રૂપે જાગીરે;
થાઓ પ્રભુ ભકિતમાં એક તાન.

---

૧ દુઃખ આપનારી ૨ કાળી ૪ ગધર્વ ગધેડો.



# વર્ષા.



## પદ. ૪૨.

આનંદ કારી વર્ષા ઋતુ આવી.
મનહર મયુર થનગન નાચે,
પિયુ પિયુ બોલી બપૈયા રાચે;
ખેડૂનો હર્ષે ગાન ગાતા.
ખેતરમાં જઇને મલકાતા,
વિજળી ચમકારા કરે છે;
ઘોર તિમિરને સદ્ય હરે છે.
ગડગડાટ નભમાં ઘણો થાએ,
કેસરીનું વને જોર ન માયે;
ગર્જના સુણીને એ બરાડે.
ફરે માથુ એ વિકટ પહાડે,
ચક્રવાકના નાદ સંભળાતા:
નદી સરોવર સઉ ઉભરાતા.
સમુદ્ર પણ ઘુઘવાટા કરે છે.
ઉભરાતુ જળ સઉ સંઘરે છે.
ચતુરા સ્વામી સોડે ભરાતી.
આલિંગી પતિથી એક થાતી,
વેલી વર્ષા થકી પ્રફુલ્લ જણાતી;
પુષ્પ વાસ ચોપાસે ફેલાતી.
સૂર્ય રહે વાદળથી ઘેરાયો,
કરે ઘડી તડકો ઘડીમાં છાયો;
લીલી દીધી છે પહેરી ભુમીએ સાડી.
વન ઉપવનની ખીલી રહી વાડી;

# श्री इष्ट प्रत्ये प्रार्थना

પદ ૪૩

( હે કૃષ્ણ મુરારી આશ્રય રાચ્યોરે પ્રભુ આપનો એ લય )

હે મંગલમૂર્તિ ? આપ સ્વરૂપનું ભાન હૃદય કરાવજો.
આપ સ્વરૂપનું ભાનજ થાતાં, અવિદ્યા સહુજે વિલાય;
મતિમાં શુદ્ધ સત્યજ પ્રકટી, બ્રહ્મ અનુભવ થાયરે. હે૦
હે કરૂણા અબ્ધિ ? મુજ પ્રતિ આજે કરૂણા દ્રષ્ટિ પ્રસારજો.
હક કરીને કરૂણા માગું એવું કર્યું નથી કામ,
(કેમકે) આજ સુધી મેં અવળા માર્ગે
ભર્યાં છે પગલાં તમામરે. હે૦
હે સિદ્ધિ પ્રદાતા ? અર્થ સકળ મારા પ્રભુ આજે પૂરજો,
બળ, જ્ઞાન, શ્રી, સુખ ઈત્યાદિ, લેવા ઇચ્છું નાથ,
દાતા થઇને આજ તે દેવા, લાંબો કરો નિજ હાથરે. હે૦
હે જીવનદાતા ? મુજને જીવનબિંદુ કંઇકજ આપજો,
વ્યાધિ કેરા વિધ વિધ ત્રાસથી, તનુ આ બહુ પીલાય;
તુજ કૃપા અમૃત બિંદુ મળે તો, સઉ વ્યાધિ દૂર થાયરે. હે૦
હે અણુ અણુ વ્યાપક ? હૃદ મંદિરીએ પ્રકટ થઇને વ્યાપજો
ગુપ્ત વિભુતી રહી સર્વમાં, જાણું છું હું સદાય;
પણ આ નયનો આપનું જોવા, સ્થુલરૂપ નિશદિન ચહાયરે. હે૦

# प्रेम प्रभावने जाणनार मनुष्यना उद्गार.

પદ. ૮૪.

( અરે હું મસ્તાન પ્રેમની મને કોઇના ડર રે, એ લય )

અરે આ પ્રેમના પ્રભાવ, આગળ તુચ્છ બધુંરે;
તુચ્છ બંધુરે, મેં તો માની લીધુંરે.
અમૃત રૂપી પ્રેમનુ તેથી વારિ પીધુંરે;
આજે પ્રેમ વારિ પીધુંરે. અરે૦

માનવ જાત આરંભમાં, પ્રકટયો પ્રથમે [૧]પ્રેમ;
દેવ સૃષ્ટિમાં પણ રહ્યા, પ્રેમ પ્રેમને પ્રેમ.
આકાશને પાતાળ સઉ ( પ્રેમે ) રહેઠાણુ કીધું, રે. અરે૦

સકળ સૃષ્ટિમાં પ્રેમનો, ગુપ્ત પણે રહ્યા વાસ.
પ્રેમે જોડાણુ થતાં કરી, પ્રકટે ચમત્કૃત્તિ ખાસ;
[૨]અમૂલ્ય મોતી પ્રેમનું, મુજ હસ્ત લીધુંરે; અરે૦

ક્ષાર અર્ક બે ઉભયનો, કરીએ જો [૩]સંયોગ.
વિધ વિધ ખનિજો થાય છે થાતાં એનો યોગ;
તત્વ બે વડે [૪]હવા બની પોષણ થાયેરે. અરે૦

રસા સ્વાદના પ્રેમથી માછલું બની જઇ મૂઢ;
ગરલ ગળીને કાઢતું, જીવન રૂપી શુધપ,
હાથીએ પણ મોહે જીવન, પરવશ કીધુંરે. અરે૦

વિષય પ્રેમને કંઇ જનો, ગણતા સાચો પ્રેમ,
પણ તે જન જાણે નહિ, પ્રેમ તણી કંઇ નેમ;
બલીહારી વિશુદ્ધ પ્રેમે, જે નાવ ચલવે સીધું રે. અરે૦
મુજ અંતરમાં પ્રેમનો પ્રકટયો આવિષ્કાર,
ક્રમે ક્રમે હું થઇ રહ્યો, આજે પ્રેમાકાર;
પ્રેમ ભોજન આજ પૂરા, ભાવે ખાધું રે. અરે૦

---

૧. સૃષ્ટના આરંભમાં પરમાત્માજ હતા. અને પરમાત્મા love is God and God is love એ વાક્ય પ્રમાણે 'પ્રેમ એ પરમાત્મા અને પરમાત્મા એ પ્રેમ' હોવાથી સૃષ્ટિના આરંભમાં પ્રેમ હતો એ કથન અયોગ્ય નથી. ૨. જેનું મૂલ્ય આંકયું ન જાય તેવું. ૩. alkoli નામના નિક્ષાણુ ક્ષારનું Acid નામના ક્ષાર સાથે અમુક સંયોગોમાં મિશ્રણ કરવામાં આવતાં વિવિધ ખનીજ ધાતુ બને છે. ૪. ઓકસીજન અને નાઇટ્રોઇન નામના બે તત્વ વડે હવા બની પોષણ થાય છે. ૫ જીવન રૂપી શુધને હરે છે અર્થાત મરણને વશ થાય છે.



# प्रेम आतिथ्य.

પદ ૪૫

સત્સત્કાર સમન્વિત ભાઈ, આજ પધારો મુજ ઘર માંહિ;
પ્રેમે સ્વીકારો વિનતી મારી, स्वागत શબ્દને લ્યો ઉર ધારી,
નથી તમ યોગ્ય મેં કાંઇ કીધું, અલ્પ કર્યું (તમે) માની બહુ લીધું;
દર્શાવી આપી તમારી મહત્તા; દાખવી આપે હૃદય બળ સત્તા,
(તમને) નથી પાણી ભાવ હુંથી પૂછાયો,
નથી તમ બોધ કંઇ સંભળાયો;
પડી વ્યવસાયે સમીપે નબેઠો, નથી તમ શ્રમ ઉતાર્યો મેં હેઠો.[1]
વિશ્રાંતિ ઘડી એક ન આપી, જોઇતી ઝટ વસ્તુ આણી ન આપી;
યુધિષ્ઠરે જેમ કાંઇ ન આપ્યું[2], મન જ્યાં હરિમય કરી સ્થાપ્યુ.
તેમજ આ વખતે હું આપું, હૃદય મુજ આપના સ્નેહમાં સ્થાપુ.
જે સ્નેહની કાંઇ રહી નથી સીમા, સિદ્ધિ એ તુચ્છ
જ્યાં અણિમા મહિમાં;
પ્રેમે પરસ્પર શું રહ્યું લેવું, હૃદય જ્યાં એક ત્યાં શું છે દેવું;
વહે જ્યાં પ્રેમના નિર્મળ ઝરણાં, ત્યાં સઉ બાહ્ય પદાર્થો છે તરણાં[3]
ભલે હોય વિધ વિધ ભોજ્ય પદાર્થો, પ્રેમ વિના નવ તે પૂરે અર્થો;

સુકો રોટલો પણ પ્રેમથી આપે, ખાતાં તે મુખમાં અમી વ્યાપે,
કેળાની છાલ જે તુચ્છ[4] ગણાયે, પ્રભુ મુખથી તે આરોગાયે.
પ્રેમે આપી હતી તેથી તે ખાધી, ધન્ય તે નર જેણે પ્રેમ પ્રીત સાધી.
વિદ્ધ એ પ્રેમાતિથ્ય માની, ગણો સુદામા સમ [5]ભીજબાની.



## स्वकर्तव्य साधवा जीवने हितवचन.

પદ. ૪૬.

તારું તું જોઈ જે,
ભય માત્ર ખોજે.
સ્વરૂપમાં રહોજે;
અન્ય નહિ ગ્હેજે,
તારૂં જવ જતશે.
તેમાં મતિ પ્રેરશે;
(તેનાથી) દુઃખે નવ રોશે.
પ્રભુ દુઃખ [1]ખોશે;

૧ તમને શાંતિથી બેસવા દિધા નથી પણ અન્ય મનુષ્યોએ વાત કરાવી કરાવી શ્રમ આપ્યો છે. ૨ રાજસૂય યજ્ઞની સમાપ્તિ વખતે યુધિષ્ઠિર રાજાએ સર્વને અમુક અમુક વસ્તુઓ ઈનામ આપ્યું હતું પણ કૃષ્ણ-પરમાત્માને કાંઇ ન આપ્યું આથી કુંતા માતાએ તેમને આમ કરવાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે મેં મારૂં મન કૃષ્ણ પરમાત્માને આપી દીધું છે હવે મન કરતા કંઇ વસ્તુ વધારે મોટી છે કે હું એમને આપું ૩ વિવિધ પ્રકારના ભોજય પદાર્થો હોય પણ જો તે પ્રેમથી અપાયા ન હોય તો તે એક તરણા સમાન છે. ૪ નાંખી દેવા જેવી. વિદુર નારીએ ભગવાનને પ્રેમમાં ભાન ભુલી કેળાના ગરને બદલે છાલ આપી એ વાત પ્રસિદ્ધજ છે. ૫ સુદામાના તાંદુલ જેવી.

૧ નાશ કરશે.



# रामनामनुं रटण करवा सुबोध.

પદ ૪૭

( ઉભો રહેજે સાનુરા તેં મારૂં આજ ઉજડ ઘર કીધું. એ ઢાળ. )

આવી આજે, બોલજોરે. સઉ રામનું નામ સુખકારી,
ઉરમાંહિ ધારી, અવર વિસારી, રટી અવધ બિહારી;
આજે થઇ અવિકારી; બો૦
સાચી કમાણી એક ભવમાંહિ જાણી, માળા
લઇ (ને) શ્રી ગીરધારી;
રટી લ્યોને તે અષ્ટ પ્રહુરભાઇ, વિષય પ્રિતને [1]દારી. બો૦
માનવદેહ મોંઘો ફરી નહિ આવે, તમ અંતરમાં તે વિચારી,
સાર્થક કરવા તેને હરિગુણ ગાઓ જેથી;
આવે ન જનિમૃત્તિ વારી. બો૦
હરિનામ બોલવાની નિત્ય જો રાખશો,
બંધુઓ તમે રીત સારી;
ઇચ્છિત અર્થો એથી સઘળા પૂરાશે,
એવી વાતજ વેદે ઉચ્ચારી. બો૦

---

૧. નાશકરી

## प्रभुनी माया.

પદ ૪૮

(કાનુડા તારી કામણ કરનારી, એ ઢાળ)

પ્રભુની માયા, અદ્દભુત છે ભારી,
જોઇને મુજ મતિ ગઇ હારી.
ઋષિ મુ.ને સઉ લોભવનારી,
જોઇને મુજ મતિ ગઇ હારી.
મુનિ સઉ લોભવનારી, ગયા સિદ્ધ કંઇ તેથી હારી,
આ માયા, (૨) ચૌદભુવનમાં વસનારી;
જોઇને મુજ મતિ ગઇ હારી. પ્રભુની૦



## बळ आपवा इष्टने प्रार्थना.

પદ. ૪૯

બળ મને આપો.

વિધ વિધ સાધનને કરવા, આ દુસ્તરભવ જળ તરવા વળી અખંડ સુખે વરવા
બળ મને આપો.

પંગુને ગીરિવર ચઢવા, જોર ક્રોધ કલેશનું હરવા, તેમ સ્વરૂપ માંહિ ગરવા.
બળ મને આપો;

જનિ મૃતિ પાશ ઉદ્ધરવા, સુખ દુઃખમાં સમ વિચરવા,
જરી સ્વરૂપ રાજ્યમાં ફરવા.
બળ મને આપો.

પીડા આ મુજ પરહરવા, સુખી થઇને અન્ય સુખી કરવા,
અંતે અવિચલપદ ઠરવા.
બળ મને આપો.

---

૧ ગળીજવા તન્મય થઈ જવા, ૨ સમાન ભાવે.

## प्रभु भक्ति सुख देनार छे.

પદ. ૫૮.

( કાનુડા તારી કામણુ કરનારી, એ લય. )

પ્રભુની ભક્તિ, ઉન્નત્તિ દેનારી,
સેવા કો તેને નરનારી,
ભવનાં દુઃખને સત્વર હરનારીઃ
સેવા કો તેને નરનારી.
દુઃખને સત્વર હરનારી, વળી ઉર શાંતિ કરનારી;
છે સાચી ( ૨ ) ઇચ્છિત ફળ અર્પવનારી,
સેવા કો તેને નરનારી. પ્રભુની૦



## वंदन.

પદ ૫૯.

અષ્ટપદી.

વંદન........ત્રિભુવન તાત:
અખિલ જગ આધાર સ્વામી,
આપ છે। સા.........ક્ષાત: વંદન૦
આપ કિરણુ છે ચૌદ ભુવનમાં,
આપજ અપ[1] તેજ વાત;[2] વંદન૦
રક્ષણુ ભવમાં પ્રતિદિન કરતા,
જય જય કમળા કાં...ન્ત; વંદન૦
આ આરંભે ઓથ ગ્રહી છે,
પાર ઉતારો સુખ શા...ત;[3] વંદન૦

૧ આકાશ. ૨ વાયુ. ૩ સુખ શાતાથી.

# वृत्ति विरह.

## પદ ૫૨

(જાશો કયાં દઈ વચન. નહિ કરવા દઉં ગમન, એલય)

પડતું ચેન ન મન, નીરખ્યા ના જગ જીવન,
ક્રમે ક્રમે શોષાતું ચાલ્યું. આજે આ તન, આજે આ તન.
દર્શાવો નીજ વદન, (જે) જોવા ચાહુ મુજ નયન
વિલાસી, આ દાસી, છોડીને ના જાઓ વન. [1]જાઓ ન વન.
ભાવતું જરી ન અન્ન, વિયોગ અંગ કરે દહન,
હરત અહી પાસે તેડો તો, થાય શાંતિમન, શાંતિમન.



# इष्ट प्रेमी भक्तना वचन.

## પદ ૫૩

(આવો દીલબર પ્યારાજી, મંય તો તુંમપર વારીયાં. એલય)

જય શુભ ગુણ સંપન્ન આત્મરવિ, પૂરા પ્રેમથી સેવતો,
પ્રભુ આપ તણી દ્યુતિ છે અવનવિ, (તમને)
હૃદય ભજી હું ભેટતો. જ૦
સઉ સ્થલમાં, આપ રૂપને ન્યાળતાં, (૨)
ટળતી ઉપાધિ અંતરની, અનવધિ સુખમાં રાજ તો.
એ........આપ પ્રભાને ન્યાળીને, આજ હું ભવની માંહિ,
કૃતકૃત્યતાને અનુભવું, રહયું ન ભટકણુ કયાંહિ;
હર્ષ કહી શકું, આજ ન મુખથી. પ્રભુ૦

---

[1] સન્યાસી થવા.

# हितकारी सुबोध.

## પદ. ૫૪.

( કચ દેવ પ્યારી કહેશો; મુને કહેશો. એ લય. )

અરે વીર બોધ આ લેશો, આજે લેશો, ઉન્નતિ પદે વહેશો
દુઃખ માત્ર [1]દહેશો; અરે૦
આમ કર્યું મેં તેમ કરીશ હુવે, મારતા ના એવી કદિ [2]દેશો; બોધ૦
નિશ્ચય બળને નિત્ય વધારી, કર્તવ્ય ભુમીમાં પ્રવેશો;
અંતર અશ્રદ્ધા સત્વર કાપી, સાચી શ્રદ્ધા માંહિ રહેશો.
હું મારૂં એ ભાન વિલાવી, પ્રેમ દાન સર્વને [3]દેશો;
ઉંડા ઉતરીને જાજો અંતરમાં, દઇ ધ્યાનમાં જરી બેશો.
જે ધ્યાન સિદ્ધ થયે સઘળું પમાતું, ટળી જાતો આ જીવ [4]વેષો;

---

૧ નાશ કરશો. ૨ સફાઈ ૩ બ્રાતભાવનો વિશુદ્ધ પ્રેમ સર્વ પ્રતિ પ્રેરશો ૪ જીવ વેષ.






પદ ૫૫

દરબારી કાનુરો, ધ્રુપદ

ૐ પ્રણમું ઘટ ઘટ સ્વામી.
આપ પ્રભુ છો અકળ અકામી. ૐ
શિશુ તવ પદને રહે પ્રણામી. ૐ
આપો શુદ્ધ સત્ય જ્ઞાન અવિદ્યાનું કાપો ભાન;
સુખ સ્થાન, આપો મહાન. ૐ
ઉન્નતિ કરજો, દુઃખ આ હરજો;
મુક્તિ આપો, કર શિર સ્થાપો.
બહિરંતર પ્રભુ આપ વ્યાપજો;
જુદા આ જીવ પણાને સદા કાપજો.
પ્રભુ આપ છો અંતર્યામી; ૐ





# उपकार स्मरण

પદ ૫૬

(અહો ભાગ્ય જનમાં તે જનને, જેને મળી શિયળવતી નારી. એ લય)

પ્રભુ આપના ઉપકાર થયા,
મમરંક ઉપર બહુ ભારી;
મતિ અલ્પ અતિ આ મારી, ગુણ કેમ કરી કથનારી. પ્ર૦
આ દેહ માનવ આપ્યો મુજને, આપની કૃપા અનવધિ,
તે સ્મરતાં સ્મરતાં જાય યુગો, આજ આ લક્ષાવધિ;
પ્રભુ ઓથ ભવમાં તારી,
અન્ય સહાય નથી કોઇ મારી. પ્ર૦
ઉપકારના બદલા તરીકે, મુજથી કશું પ્રભુ નથી થયું,
આ છોડી દઇ પ્રભુનામ, ઉલટું મન અન્ય સ્થળ ગયું;
ઉન્નતિ ભવમાં કરનારી,
મેં શોધી નથી કંઇ બારી. પ્ર૦
હું આ 'વો છું પણ હે પ્રભુ ? આપજ મુજને પાળતા,
સ્મરી આપનો તે ગુણ નયનો આંસુ આજે ઢાળતા;
જય જય શ્રીધર સુખકારી,
વર્ષાવો કૃપામૃત વારી. પ્ર૦




## પદ. ૫૭.

હરિગીત.

વિના પ્રયોજન હર ઘડી, જે જન બહિરે જાય છે.
માન ઘટી જઇ તેહનું, તે કાષ્ટ તુલ્યે થાય છે;
પહેલાં જનો જે આપતા, તેમાન સઉ અળપાય છે.
સ્વાગત ભરેલી આવો, એવી વાણી ના ઉચરાય છે;

× + + ×

જયાં હૃદય એક છે થઇ રહ્યા, ત્યાં નિયમ આ ન રખાય છે.
એવું વિચારી હરઘડી મન, સ્નેહી ઘર પ્રતિ ધાય છે.
ચાહે કે ના ચાહે કહિ, બુદ્ધિથી કંઇ સમજાય છે.
પણ પૂર્વનો સ્મરી સ્નેહ આજે, અલક્ષ તે પ્રતિ થાય છે



# आत्मस्वरुपनुं ज्ञान प्राप्त करवा सुबोध.

પદ. ૫૮.

( માનિની મદન સદન સમ કંપીત, એલય )

જાણીને આત્મસ્વરૂપ સુખ કાજ વીરા તું.
આજ સાધી તે લે;
સ્વરૂપ અનુભવ તું તો કરી લે.
સુખ રૂપ ચિતિ જયાં નહિ ભીતિ (તેમાં) વૃત્તિવાળી તું લે;
જાણીને૦

નરતનું પામી એ કરવાનું.
જ્ઞાન સ્વરૂપ અંતર ભરવાનું,
દુઃખ સઉ ટળતાં, સુખ બહુ મળતાં.
જોડય જાને, તું સ્વરૂપના ધ્યાને, થય એક તાને,
આજે કટિ કસીતું તેમાં ધાને, ભુલી દ્રવ્ય ભાને.
જાણીને૦



# संसारमां रहेवा छतां तेथी पर रहेनार तत्वज्ञ मनुष्यना उद्गार.

પદ ૫૯

(રંગી, આ દુનિયાના રંગી એ રંગી. એ લય)

સંગી, જન મને ધારતા સંગી, પણ હું નિઃ સંગી,
ખરે હું ના સંગી.

કોઈ કામીને ક્રોધી ધારે, દ્વેશી અને લોભી વિચારે,
અનુમાન કરે દોરંગી (૩) સંગી૦

રહું પ્રાપ્ત વ્યવહારોમાં, પણ મન આ લક્ષ્ય સ્થલમાં,
સદાયે રહું છું હું રંગી (૩) સંગી૦

દેહે રહું હું દેહથી ન્યારો, અગમ પ્રદેશે વાસછે મારો,
કરૂં સુપ્રયત્નો [1]જંગી (૩) સંગી૦

# स्तवन.

પદ ૬૦

વાસ તારો..................વાસ તારો;
ઉરે લહાય, સઉ સ્થળ માંહ્ય, ભ્રમવું કયાંય,
રહેતું ન હા...............................વે;
એક રૂપ, છે અનુપ, તુજ સ્વરૂપ. (૨)
તુજ સ્વામી, બહુ નામી, કરૂં પ્રણામી.
ગુણ પાર ના..........................વે;
પાળનાર પોષનાર, છો પ્રભુ દુઃખ ટાળનાર.
કર્ત્તા..............ભર્ત્તા.........…સ્વામી.
શિશુ ગુણ ગા.........................વે;

---

૧. મોટા.

# विषयथी दुःख पामेला जीवनी इष्टप्रत्ये प्रार्थना.



### પદ. ૬૨.

જાણું ન ભક્તિ;  
હું કાંઇ તારી.  
મતિ શી મારી,  
કરૂણાને ધારી,  
લેજો ઉગારી.

× × × ×

તપ પ્રભુ નથી કાંઇ કીધું;  
વ્રત રૂડું મેં કાંઇ ન લીધું.  
બોધામૃત મેં જરી ન પીધું,  
જીવન ગાડું હાંક્યું ન સીધું;

+ + × ×

ઉરે કીધો શ્રમ ના તમને જોવા;  
સુકૃત્ય કરી આ પાપને ધોવા,  
ગયો ના, પણ ગયો અધર્મે [1]પ્રોવા.  
હાવે હું લાગ્યો હારીને રોવા;

× × + +

આપ પ્રભુ છો દીન દયાળુ,  
થાજો રંક ઉપર કૃપાળુ.  
ઉરમાં લેજો બોલવું કાલું,  
આપો સાથ અહીં તે હું ચાલું.

---

૧ પરોવાઈ જવા.

# इष्टअनुग्रह प्राप्तवृत्तिनी कृतकृत्यता.

पद ६२

કૃત કૃત્યતાનું ભાન કરાવી, મને આજ અંકમાં લીધીરે,
લીધી, કીધી સ્વરૂપે સુંદર, અનવધિ હર્ષને કીધોરે મારા પીતમજી
દુઃખનો મુજને પવન ન લાગે, નાથની પાસે રહેતાંજી,
શાશ્વત સુખને પામી આજે, અધરામૃત રસ લેતાં. મા૦
ગાંડી ઘેલી થઇ મુજ પ્રિયતમની, પ્રતિદિન ફરતી સંગેજી,
પ્રીતિ બાંધી નાથથી એવી, જેવી સુવર્ણને નંગેજી. મા૦






પદ ૬૭

[ સીતાના મહિનાનો લય. ]

પ્રભુ આપની કરૂણા અપાર, વર્ણી જાતી તે નહિ,
આપો ઇચ્છિત સુખ આવાર, ભ્રમવું રહે ના કંહિ.
મુજ અણુ અણુમાં હે પ્રાણ ! આપજ વ્યાપજો,
દઇ સાચા સુખોની લ્હાણ, દુઃખડાં કાપજો.
પ્રભુ મારે આ જગની માંહિ, ઠરવા કેરૂં ઠામ છો,
મુજ દિલની જાણો છો વાત, આપ આરામ છો.
હુંથી અંતર ગણશો ન કાંઇ, વિનવું પાયે પડી,
કરો એક રૂપે મને આજ, કહું છું હું રડી.
વહાલા વાસ્તવે એક સ્વરૂપ, હતા બંને આપણે,
જુદા માની હું દાઝયો નાથ, જીવત્વનાં તાપણે.
પ્રભુ મારા એ ઉરનું અજ્ઞાન, હરજો કરૂણા કરી,
ટાળો મિથ્યા આ હું અભિમાન, વિનતિ આ ઉર ધરી.



# ब्रह्मदशाने प्राप्त साधकनां वचन.

### પદ ૬૮.

( ઓ માડી હું તો સમજી મારી ભુલ. એ લય )

આજે મારૂં, જીવન થયું છે પ્રફુલ્લ;
ગયું આ ભવનું દુઃખ રૂપ શુળ. આજે૦
જીવ પદ હાવે, નજર ન આવે; (૨)
અંતર શિવોહં સ્ફુરાવે.
રહ્યું મારે ન ભમવું કાંઈ,
જાણ્યું મેં તો સર્વ વસ્તુનું મૂળ; આજે૦
વૃત્તિ પ્રભુમાં જઈ શમાતી.
કદિ હાવે એ પૃથક ન થાતી,
ચિતિ રૂપમાં ભળી સુખ દાઈ.
સુંઘીને પ્રભુ કૃપા રૂપ ફુલ. આજે૦



# दुर्गुणी स्त्रीनां लक्षण.

પદ ૬૫

(વૈષ્ણવ. પ્રાણ થકી મને પ્યારા, એ લય)

દુર્ગુણી, નારી ન સુધરી જાતી,
ભલે બોધ દીઓ ભાતી ભાતીરે: દુ૦
કાળ રૂપ ગણતી પતિને હમેશા દોષ તેનાં જોવાને ધાતી,
અન્ય સ્નેહી મળે તેની સંગાથે, પતિ અવગુણને ગાતીરે. દુ૦
હસેને બોલે અન્યની સાથે પણ, પતિથી બોલતાં લજાતી,
બોલવાનો કદિ પ્રસંગ આવેતો ક્રોધ પૂર્ણ વાણી ઉચરાતીરે. દુ૦
મરણ ઇચ્છે પતિનું હમેશાને, વૈમનષ્ય ભાવને ગ્રહેતી,
ઉરમાં ના મળે પ્રેમ સાચો કદિ, પતિથી દૂર નિત્ય રહેતીરે. દુ૦
આમ કરીશ અને તેમ બોલીશ તો પતિની કીર્તિ હણાતી,
વિચાર તેનો કર્યા વીણુ સઉ સ્થળે, વાક્યને વદતી ભળાતીરે. દુ૦
લાજ મૂકીને કુલટા નારીને સંગે, વાસ કરીને એ રહેતી,
આ મારૂં હિત કરે કે અહિત તેની સમજ ઉરમાં નથી લેતીરે. દુ૦
પતિ એજ ગુરૂ અને પતિ એજ ઇશ્વર, બોધ એ વોન ઉરમાં ગ્રહેતી,
પુંજા ઠેકાણે વાક્યવિરોધના, સુખથી વર્ષવા દેતીરે. દુ૦
પતિ કોઇ અન્ય ત્રિયાની સંગાથે બોલતો કદિ એ જોતી,
સાર અસાર વિચાર કર્યા વીણુતે, અવળો અર્થ તુર્ત ગ્રહેતીરે. દુ૦
જુએ નહિ આને સબંધ છે કેવો, વાત કેવી એની સાથે થાતી
એતો માત્ર ઉપરથી જોઇને, કરતી અશુભની પ્રતિતીરે; દુ૦
પોતે વિકારી હોય તેથી તેને પણ; વિકારી દ્રષ્ટિ દેખાતી.

જેમ લાલ કાચની મધ્યે જોવાથી, લાલ સૃષ્ટિ આ જણાતીરે; દુ૦
अबा तुष्याति मया नतया[1]. એ વાક્ય પ્રતિતી તેમાં થાતી.
અવળા અવળા માર્ગને શોધી લઢવાને એ વગુ ચડાતીરે; દુ૦
પતિ કહે આમ કરવું છે ના. તે થકી અવળો માર્ગ સડાતી.
અવળચંડા એવી નારી આ કાળમાં સહસ્ત્રાવધિ જણાતીરે; દુ૦



# सर्वत्र सुख विलोकनार मनुष्यना उद्गार.

પદ ૬૬.

[મને કૃષ્ણવિના કાંઈના ગમતું, એ લય.]

મને સુખ સકળ નજરે પડતું,
હાવે અશુભ દૃષ્ટિએ ના ચડતું. મને૦
સુખ અબ્ધિ પાસે હું સદા મહાલતો,
આ ઉર અભિમાનને, વિલાવતો;
દુઃખમૂળ સૃષ્ટિમાંહિ ના જડતું. મને૦
દ્રષ્ટિ આ સુખને જોઈ રહી,
તાદાત્મ્ય ભાવને પામી સહી;
પરિચ્છિન્નતા સઘળી મન સુખે ગાળતું. મને૦

---

૧ મારી સ્રીથી મને સંતાપ નથી કેમકે તે દુર્ગુણી છે. તેમજ મારી સ્રીને મારાથી સંતાપ નથી. કેમકે તે દુર્ગુણી હોવાથી તેના સ્વભાવને અનુકુળ મારૂં વર્તન નથી તેથી ઉપરના વાક્યની પ્રતિતી પ્રતિકુળ અર્થાત દુર્ગુણી સ્રીમાં થયા સીવાય રહેતી નથી.

# વૃત્તિરુપી પત્નિનો ઇષ્ટરુપી પતિ સાથે અભેદભાવ.

## પદ. ૬૭.

[ વૈષ્ણવ પ્રાણ થકી મને પ્યારા. એ લય. ]

આપણે એક અભેદરૂપે રહેશું,
કદિ જુદાપણું નવ લેશું રે. આપણે૦
પ્રેમે પરસ્પર એક બીજામાં, સ્નેહ વૃષ્ટિ વર્ષાવીશું.
હૃદયથી હૃદયને કરી લઇ એકઠાં, દ્વૈત ભેદને દહેશુ રે. આ.
પ્રીતિના પુષ્પની મધુર વાસને, નિશદિન પ્રાણથી ગ્રહેશું,
અદ્વૈતપણાના માર્ગમાં આવી, અળગાં જરી નહિ રહેશું રે.
એકમેક સાથે મળી હસ્ત આ ઝાલીને, પ્રેમ નદિ માંહિ નહાશું,
કદિ તરછોડી મુખના બતાવો, તોપણ અમે તો આપ ચહાશું રે.
છુટશે નહિ કદિ સબંધ આ આપણો, મરણે પણ છુટાં નવ થાશું,
દેહનું મરણ કદિ આવશે મને તો, આત્મામાં એક થઇ જાશુ રે.
આત્મા સદોદિત મારો અને આપણો, એક છે સદા એમ ગાશું,
વિચાર એવો આણી આ ઉરમાં, ( મારા )
મરણથી હું નવ ત્રાસુ રે. આ૦
(કેમકે) દેખીતું મરણ એ દેહનું પણ, સાચું નથી એ ઉર લેશું,
એકપ્રકારની નિંદ્રાની [1] સ્થિતીએ, જણાય જ્યારે હું આત્મે પ્રવેશું રે.

---

[1] મરણ એક પ્રકારની નિંદ્રા છે એવું ભાન જ્યારે હું આપના સ્વરૂપમાં–આત્મામાં પ્રવેશું છું ત્યારે થાય છે. અને તેથી જેમ નિદ્રામાંથી ઉઠયા પછી ખેદ થતો નથી તેમ મરણથી પણ મને ખેદ થતો નથી.

# स्वरुप भावना करवा सुबोध.

પદ ૬૮

(ના કરરે, હો કાળી કોયલડી ટહુકાર એ લય)

સ્વરૂપની ભાવના, કરો નિત્ય જેથી દુઃખ જાય,
વળી સાચી શાંતિમાં સુવાય;
બળ ઐશ્વર્ય બહુ ઉભરાયરે. સ્વ૦
સુખ સમિરની લહરિ નિત્યે, મંદજ મંદ ત્યાં વાય,
આનંદ આનંદ બહુ ઉભરાતો, દ્રષ્ટિ સમીપે જણાયરે. સ્વ૦
દ્રષ્ય જગતૂના મોહથી છુટવાનો, છે એ એક ઉપાય,
સર્વાધિષ્ઠપણું ભાન કરાવે, જન જો કદિ તે ધ્યાયરે. સ્વ૦
ત્રિવિધિ દુઃખના અગ્નિ રૂપી, લાહ્યથી ત્યાં ન અવાય,
જળ પડતું જ્યાં મુશળધારે, અગ્નિથી ત્યાં શું ટકાયરે. સ્વ૦
મેળવવાનું પામવાનું જે, તે પ્રકટ સ્વરૂપે ભળાય,
અશકય દુર્લભ કાંઇ નથી ત્યાં, પૂર્ણતા વ્યાપી લહાયરે. સ્વ૦
સ્વરૂપ ન ભાન આ જીવત્વ કેરૂં, રહેતું અંતર માંહ્ય,
શિવપણાનો અનુભવ મતિમાં, તતૂક્ષણ પ્રકટજ થાયરે. સ્વ૦
જ્ઞપ્તિ ને તૃપ્તિ પૂર્ણ રીતે સ્વરૂપની, માંહિ રેલાય,
જે જન સ્વરૂપની શોધ કરે તેનું, ટળે ભટકણ ભવમાંહ્યરે. સ્વ૦

# भयथी घेरायला जीवने प्रोत्साहन.

પદ. ૬૮.

છે સમર્થ (૨) તારી પાસે, હથીઆર હવે શીદ ત્રાસે;
અહિં તહિં, (૨) ભટકી નાશે, પણ જો રક્ષા કો વાંસે.
અંતરમા ઉંડો જાજે,
એકાગ્ર ધીરા તું થાજે.
ઉત્તર સાંભળવા કાજે;
અનુપમ, (૨) સુખ ત્યાં લેશે, ભવની ભાવટ બધી જાશે;

+ + × ×

ઉત્તર તુજને શું ન મળીયો,
કાંજે તુજ મુખ વિકાર કળીયો.
(કેમકે) તું લાગે ચિંતામાં ગળીઓ;
તે છોડી (૨) શાંતિ નદિમાં નહાશે, ઉત્તર આ તવ સંભળાશે;
તું પ્રણવ મંત્રને સહાજે,
જપી તું શાંતિમાં નહાજે.
અણુ અણુથી એકજ થાજે,
તુજ ઉત્તર (૨) પ્રભુ તવ દેશે, પોતાનો કરી તને લેશે.
જગપતિ રક્ષા તુજ વાંસે,
હથીયાર ભક્તિ રૂપ પાસે.
ગ્રહીને તું નિર્ભય થાશે.
ગુણ તારા (૨) અનવધિ ભવમાં ગવાશે, જયાં જયાં પછી તું જાશે

## आनंदनदिमां स्नान करवा निमंत्रण.

પદ ૭૦

( બાઇ નાગ સમજીને બેસી રહીએ. )

આજ ચાલો આનંદનદિમાંહિ વહેલા, લેવાને સુખ જઈએ દોડી તાંહિ પહેલા,
રાગ દ્વેશ આદિ છોડીને આવજો, રાખશો મન નહિ મેલાં;
આનંદનદિનું જળ પાન કરી પ્રીતે, થાજો આનંદ સંગ ઘેલા.
દુ:ખોને ટાળવા જન ઘણાં કહેતા, ઉપાય સહેલા સહેલા;
પણ તે સર્વમાં આનંદ શ્રેષ્ઠ છે, અવર છે મૃગ જળ રેલા.
આનંદ જળ સીંચી દેહમાં ઉગાડો, આનંદ મૃગ કેરા વેલા,
રમ્યફળ આનંદ કેરું ચાખ્યાથી, આનંદના થાઓ ચેલા.
હોય જ્યાં ક્રોધ રૂપી અગ્નિ વ્યાપેલો, આનંદ જળ રેલ છેલા;
રેડી નિરંતર તેને ઓલવજો, અગ્નિરૂપ ક્રોધથી દાઝેલા.

---

## निश्चय बळ आपवा इशने प्रार्थना.

પદ ૭૧

( હવે મને હરિનામથી નેહ લાગ્યો એ લય )

પ્રભુ મને, નિશ્ચય બળ બહુ આપો.
આ અશ્રદ્ધા અંતર કાપોરે; પ્રભુ૦
નિશ્ચય બળ વિના કાંઇ ન થાતુ, કૃત્તો થઇ રઘવાયો;
લેશ નહિ હિત માર્ગમાં આવ્યો. દુ:ખથી થઇ ગયો કાયોરે. ૧ પ્રભુ૦
શુભ કોઇ કામ હું કરવા માંડું કે, અશ્રદ્ધા સામે થઇ આવે;
નિશ્ચય બળનો ભંગ કરાવી મુજને, અધિક અધિક સતાવેરે. પ્રભુ૦
ટીટોડીમાં જેવું નિશ્ચય બળ હતું, તેવું પ્રભુજી મને આપો.
ભગિરથ જેવું નિશ્ચયબળ કંઈ ક્રૃપા કરી હું માં સ્થાપોરે. પ્રભુ૦

---

૧. કાયર.

# मोहनिद्राथी जाग्रत थइ परमतत्वमां एक थनार वृतिनुं वर्णन.

પદ ૭૨

(એજ માગે. સાહેલી સહુ સંગ મળી. એ લય)

આજ જાગે આ વૃત્તિ સઉ મોહ ત્યજી,
  બહિર પ્રદેશે હાવે, કહિએ ન રહેવું;
એવો નિશ્ચય કરે છે એ મન વિષે, હાંહારે, એવો૦
આભુષણ સુગુણ સજી. આજ
મનમાં, ઉપરતિ સત્ય એ ધારતી,
ભય માત્ર સકળને એ સંહારતી.
પ્રભુ મુખ ચંદ્રને પામી,
રહી કશી ન તેમાં ખામી.
વામીયાં, સઘળાં દુઃખ તેનાં,
છે થયાં સુખ મઝેના. આજ
આ ભિન્ન ભાવ ગયો ચાલી,
પ્રભુ સ્વરૂપમાં રહી મહાલી. આજ

# चिंतानो त्याग करवा सुबोध.

પદ ૭૩

( માલી વિનાની ખાલી, જોબન તણી ફુલ વાડી. એ લય )

ચિંતા સકળને ટાળી, હે વૃત્તિ પ્રભુમાં વાળી,
સુઅંજન નયને ઘાલી, લે સાર વસ્તુને ભાળી.
ચિંતાથી આ દેહ સુકાશે,
અર્થ તારો ના એક સધાશે.
માટે ટાળી, તત્વને ઝાલી;
થાજે તું શુભગુણશાળી, રહે અખંડ સુખમાં મહાલી.



# श्री इष्ट कृपापात्र साधकनां वचन.

પદ ૭૪

મુજ શિર પર ત્રિભુવન તાત.
રાજા નિત્યતા હવે હું શોક ભયથી થરથરૂં જી.
સુખમય હું ફરૂં જી,
જગે ના હું ડરૂં જી. મુજ—
સિંહ શિશુ થઇ શાને, હું તૃણ ચારો ચરૂં જી.
બીકમાં ન વિચારૂં જી.
નયન અશ્રુના ભરૂં જી, મુજ—
પરિપૂર્ણ થઇ આજે, હું પ્રભુ રૂપ રમરૂં જી.
સાચાં સુખ વરૂં જી,
યત્નો શુભ કરૂં જી. મુજ—

# પ્રાર્થના.

પદ ૭૫

જય જય જીવન જ્યોતિ સ્વરૂપ, જય જય વિશ્વંભર ચિનિભુપ,
જય જય નિત નિત સુંદર રૂપ, જય જય અગમ્ય અને અનુપ,
જય નારતણા પણ સાર,
મહાનાથ તમે કૃપાળ.
સ્થુલ સૃષ્ટિમાં જોતાં કારણ સુક્ષ્મમાં તારો વાસો,
અનુગ્રહ કરીને આપ પ્રભુજી શિશુના ઉરમાં પ્રકાશો.
જય જય પુરજો આ પ્રભુ આશ, વિનવે હરઘડી આ દિનદાસ.



# શ્રી ઇષ્ટ દર્શનથી પ્રફુલ્લિત થએલ જીવનકળી.

પદ. ૭૬.

( ખીલી ખીલી કુસુમ કળી જ્યાં તું રસ ભોગી વીના. એ લય. )

ખીલી ખીલી જીવન કળી,
પ્રિયતમ પ્રાણ મળ્યે;
આજે રહીએ સુખમાં ઢળી.
પ્રિયતમ પ્રાણ મળ્યે;
સુંદર કાંત મારા, દુઃખને કીધાં ન્યારાં. (૨)
ઇચ્છા સકળ આ ફળી, ગયા દુઃખ ટળી; પ્રિયતમ૦
બની રહી હર્ષ ઘેલી, ભાન મારૂં દીધું મેલી.
વૃક્ષથી વિંટળાઇ વેલી, ગયાં દુઃખ ટળી; પ્રિયતમ૦
હવે મુજ તાલાવેલી, દીધી સકળ ઠેલી;
સિંધુથી સરિતા મળી, ગયાં દુઃખ ટળી. પ્રિયતમ૦

# विरह व्याधि

## પદ ૭૭ ગજલ

વ્યાધિ આ વિરહનો વસમો, હૃદયમાં લાગીઓ કારી,
હૃદયમાં લાગીઓ કારી, કથા જઈ ક્યાં કહું મારી.
વિરહનું દુઃખ છે એવું, કહો એ ક્યાં હવે કહેવું,
મુંઝાઈ મન વિષે રહેવું, ઉદાસી અંગમાં ભારી.
બોલવું કોઈની સાથે, ગમે ના શું કરૂં આ તે,
કહો મુજ પ્રાણ સંગાથે, બાંધી આપે છે કો યારી.
નયનથી અશ્રુ આ વહેતાં, ન ખાળ્યાં એ કદિ હેતાં,
પ્રીતમ તે લેશ ના લહેતા (નેવો) બને આ દાસી દુખીયારી.
હવે મુજ નાથ જો મળશે, વિરહ દુઃખ તોજ આ ટળશે,
શાંતિનાં તતૃખીઆ ઠરશે; બની રહી પૂર્ણ સુખીયારી.



# अशुभ द्रष्टि [illegible] मनुष्यनी विस्तृतता.

## પદ. ૭૮.

અશુભ દ્રષ્ટિ સહુમાં જોતાં, નજરે પડે જન સહસ્ત્રાવધિ,
આ કળીકાળમાં હોજી.
શુભમાં પણ એ અશુભ દ્રષ્ટિને જોય.
જોઈ નિરંતર પડતા અનીતિ માર્ગમાં, ભુલી આ નીજ રૂપ કેરૂં ભાન.
પડતા તેની [1]જાળમાં હોજી.
સ્વચ્છ શુદ્ધ વસ્તુમાંરે, મલીનતા એ જુએરે,
જુએ નહિ એ વસ્તુનો ગર્ભ ભાગ
એને તો જણાતું રે, મલીન આખું વિશ્વમાંરે
જણાય નહિ પોતાની દ્રષ્ટિને દોષ (કમળ) લાગ્યું એને
અશુભ જોતાનું ભાન આ કળી કાળમાં હોજી.

---

૧-અશુભ દ્રષ્ટિના.

# શુદ્ધ પ્રેમ વગર પરમાત્માનાં દર્શન થતાં નથી.

પદ ૭૯

( ઉભી ઉભા જોઉં વહાલા તમારી વાટડી. એ લય. )

ચાલી ચાલી આવી હું આજ પ્રભુ દ્વારમાં,
કરી શુભ કર્મ બહુ આ સંસારમાં.
આશ હતી પ્રભુ મુખ ચંદ્ર જોવાની,
જોઈ સકળ દુઃખ ભીતિ ખોવાની;
ઉમંગે આવી આ તેથી ધામમાં; ચાલી.–
ધસમસી આવી પ્રભુ ધામ જોવાને,
(પણ) નિરખી આ દ્વાર બંધ બેઠી રોવાને;
શાથી હશે બંધ તે વિચારમાં; ચાલી.–
ખેદ આ મનમાં અતિ ઘણો થાતો,
દાબું છું પણ જરી નથી એ દબાતો;
સ્તબ્ધ બની પડી દુઃખગારમાં; ચાલી.–
થોડી ક્ષણ પછી એક સ્વર સંભળાયો,
જાણ્યું મેં બોલ્યો મુજ જગનો રાયો;
એકાગ્ર થઇ તે ઉચ્ચારમાં. ચાલી.–
\+ + + + + + +

( ખુદ હાથોથી, જે થયું કામ થકાવે. એ લય. )

પ્રભુ મુખ જ્યોતિ, તુજ નયન કેમ ના'વે,
શુણ તે ભાવે--કહું હાવે. પ્રભુ-૦

કર્મો છે શુદ્ધ તાહ્યરાં, પણ તું'મા નથી પ્રેમ,
પ્રેમ વગર એ કર્મનું, ફળ નામળતું ક્ષેમ.
માટે તું જા પાછી ફરી, (૨) પ્રેમે કરી,
સાધન જરી, સાધી ખરી, લે સુખ વરી.
તુજ અર્થ પુરણ થાવે. પ્રભુ-૦

વિશ્વ સકળની વ્યક્તિમાં, કરજે સાચો પ્રેમ,
સાધન પણ કરી સાધજે, પ્રેમ પ્રેમને પ્રેમ.
આ બંધ દ્વાર તત્ર ઉઘડશે, ચિંતા જશે,
સુખ બહુ થશે, દુઃખો જશે ને તુજ હસે.
પ્રભુ મુખ દર્શન થાવે. પ્રભુ-૦



# प्रेमी भक्तना उद्‌गार.

### પદ. ૮૦.

( દઇએ અંતરની આશિષ. એ લય )

હું આપને એક ભજીશ,
ઉરથી અવર પ્રીતિ ત્યજીશ;
નિશદિન પ્રભુના પ્રિય જાપ વડે,
મન આ ઘણું ઉન્નત સ્થિતિ ચડે;
ભવ દુઃખ જરી શિરપર નાહિ નડે,
હું સુગુણ સુગુણને સજીશ. હું—
આ દુઃખમય વિશ્વને છોડી દઇ,
પ્રભુરૂપમાં એકજ આપે થઇ,
આ અહં ઉપાધિ વિસરી દઇ,
પ્રભુ નામ વિષે હું ઠરીશ. હું—
જવ લગી આ દેહનું ભાન રહે,
તવ લગી જીભ પ્રભુનું નામ ચહે.
મરતાં પણ પ્રભુ પ્રભુ મુખથી કહે,
છે પ્રીત એવી જગદિશ.

# दुःखथी घेरायला जीवनी स्तुति.

### પદ ૮૧.

મુજ ભાગ્યતણાં આધાર, વિનવી થાક્યો પ્રાણાધાર, શિશુની વ્હાર કરો.

દશદિશામાં પ્રભુ દુઃખ દેખાતું, સુઝે નહિ તલભાર,
અકળાઇ હું પોકારને પાડું, આવો આણી પ્યાર. શિ૦
આપ સમીપે દુઃખ ન કહું તો. કોને કહું હું નાથ,
મૂળ જ્યાં વૃક્ષ તણું છેદાયું, ત્યાં ડાળથી ક્યાં દઉં બાથ. શિ૦
મુજ દુઃખની પ્રભુ નથી પરિસીમા, લાગતું મુજને અગાધ,
કરૂણા કરી તે નાશ કરંતા, લાગે નહિ કશો બાધ. શિ૦
માંસ રહ્યું નથી શરીરમાં, દુઃખથી મારા પ્રાણ,
એકલો હાડ રૂપી આ માળો, પ્રેમે પ્રભુજી નાણુ. શિ૦



# प्रभु कोना दास थइने रहे छे.

પદ. ૮૨.

( પ્રિય સ્વામી આ અબળાની અરજી, એ લય. )

પ્રભુ ભક્તિ જે ઉરધારી રટતો પ્રભુ શ્વાસો શ્વાસ,
તેનાં પ્રભુ રહે થઇ દાસ;
ધ્યાન પ્રભુના નામ તણું, જેને છે પ્રભુની આશ,
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦
દુઃખ સમય પણ જે નથી મૂકતો, નામ પ્રભુનું ખાસ,
પડતાં શિરપર વિકટ પ્રસંગો, જે નવ થાતો નિરાશ;
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦
પ્રતિદિન રહે વ્યવહાર વિષે પણ, મન જેનું પ્રભુ પાશ,
કસોટિ કરતા પ્રભુ કદિ પણ, ઉપજે નહિ ઉર ત્રાશ;
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦
પ્રભુના નામ તણી જેને ઉર, નિશ દિન રહેતી પ્યાસ,
પ્રભુવિના વૈભવના પદાર્થો, માને સુકું ઘાસ;
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦
વિધ વિધ સ્થળમાં રહે નિરંતર, પણ મન રહેતું ઉદાસ,
પ્રભુ મળે ક્યારે એવી જેના ઉરમાં રહે આશ;
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦
કરે કદાપિ પુત્ર ધન ઇત્યાદિ, પ્રભુ વિનાશ,
તે સઉ વ્યતિકરને જે ગણતો, પ્રભુ લીલાનો વિલાસ;
તેનાં પ્રભુ રહે થઇ દાસ. પ્રભુ૦

# त्यारे वीर हसवुं

### પદ ૮૩

વિપત્તિ આવે. વ્યાધિ આવે, ત્યારે વીર હસવું.
શોક આવે. દેહ તાવે, ત્યારે વીર હસવું.
ક્રોધ આવે, દુઃખ લાવે, ત્યારે વીર હસવું.
હાનિ આવે, દ્રવ્ય જાવે ત્યારે વીર હસવું,
વિજય ના'વે પ્રસન્ન થાવે, ત્યારે વીર હસવું.
વ્યથિત થાવે. મન મુંઝાવે. ત્યારે વીર હસવું,
દશ દિશ પ્રતિકૂળતા જણાએ, ત્યારે વીર હસવું
કોઇ જન અવગુણ ગાયે, ત્યારે વીર હસવું,
વ્યાપાર માંહિ, ખોટ આવે, ત્યારે વીર હસવું.
કાર્યમાંહિ શ્રમ જણાએ. ત્યારે વીર હસવું,
દુઃખની હારો દેખાએ, ત્યારે વીર હસવું.



# इष्ट प्रेमी भक्तना वचन.

પદ ૮૪

( સજી અંગ ફુલોના સોળ શણગાર. એ લય )

રટું પ્રિય પ્રભુનું મનહર નામ.
આણી મતિ, કરૂં નતિ[1], આઠે યામ,
આ છોડીને કામ, અવર નકામ[2]. (ભજું) શ્રીરામ રટું—૦
મુનિમનરંજન, જય દુઃખભંજન
નાથનિરંજન શ્રી અવિનાશ.
કમલનયન, કમલાવર સ્વામી,
આ ભવના હણે વિધવિધ ત્રાસ.
આ દુઃખમય પાશ છોડી ચાલતો;
હરિસ્મરણરૂપ ગ્રહ્યું મેં ભવમાંનાવ[3].
વાળી વૃત્તિ આ સઉ તમામ;
હુઆ હસીને ભજું શ્રી રામ.
હાં હાં આવે અંતે એક શ્રીહરી કામ; રટું—૦

---

૧–પ્રણામ. ૨–નકામાં ૩–હોડી.

# स्वरुप विलोकनार कृतकृत्यताने प्राप्त साधकना उद्गार.

### પદ ૮૫

(મને પ્યારી લાગે હાં, છબી સુંદર મોહન વરની. એ લય.)

મેં ટાળી દીધી હાં, ભીતિ આ જન્મ મરણની,
અનવધિ સુખમય સ્વરૂપ વિષે હું, નિર્ભય થઇને ફરૂં છું;
મોતી પામી મહાસાગરનાં, નવ વિષય ચારો ચરૂં છું. મેં-૦
અજરામરતા, પૂર્ણ તૃપ્તિને, દિવ્યજ્ઞપ્તિ સઉ આવે,
મહાસ્વરૂપના રાજ્ય વિશે કદિ, અવિદ્યા જોર ન ફાવે. મેં-૦
ઉન્નતિ ધ્વજ મુજ ફરફર ફરકે, દશદિશમાં હું ભાળું,
શાંતિપ્રસારક કિરણ સ્વરૂપથી, દ્વૈત ભેદને ટાળું. મેં-૦

# विषय मोहरुपी छोतरां न खावा जीवने उपदेश.

### પદ. ૮૬.

( પાપીનાં મહોડાં કાળા. એ લય )

શું ખાતો નિત્યે છાલાં, કણને ત્યજી તું વહાલા,
પ્રતિદિન વિષય ચારો ચરે, અન્ન સત્ય પ્રાસન નવ કરે;
તું જાણ નક્કી નર્કમાં, પડશે વિષયના પર્કમાં. શું-૦
જાશે આ સઉ ચતુરાઇ, (જયારે) યમ દોડી, લે તોડી, તુજ દોરી,
(માટે) ભકિત ખડ્ગ લઇ હાથમાં, રહેજે પ્રભુના સાથમાં;
રહેશે હજી આ બાજી થતી ધુળધાણી.
(તેથી) આસક્તિ, છોડી અતિ, કર ભકિત, આણી મતિ. શું-૦

## इष्टं शरणे जवा सुबोध.

પદ ૮૭

(પ્રીતિ કરી શું તરછોડી, પરદેશી. એ લય)

પ્રભુના ચરણમાં દોડી, જા તું દોડી,
હાં મન જા તું દોડી, હાં જા શરણે.
સુખ નહિ પામે બહિર પ્રદેશે;
માયા નાંખી તે તોડી, હાં જા દોડી,
હાં તે તોડી, જા દોડી, હાં તે તોડી. જા શરણે૦-
મતિ લેજે તુજ હિત વિષયમાં,
પ્રીત ખરી તું જોડી, હાં જા દોડી;
હાં તું જોડી, જાને દોડી, હાં તું જોડી. જા શરણે૦-
રટી લે, રટી લે, વિશ્વવિહારી,
આયુ દોરી જાણી થોડી, હાં જા દોડી;
હાં તે થોડી, જા તું દોડી, હાં તે થોડી. જા શરણે૦-



## इष्ट दर्शन करनार वृत्तिना उद्‌गार अने इष्टने दूर न जवा विज्ञप्ति.

પદ. ૮૮.

( વાગી જોને, વીરા હાક રણજંગમાં, એ લય )

જાગી જોતાં, દિસે વિશ્વપતિ અંગમાં;
લાગી જોતાં, મારી લગનીએ ઇષ્ટમાં.
તોડી મેં દ્રવ્ય પ્રીતિ સાર, સ્વરૂપમાં જાગીરે;

અંતરના સ્વામી પાસે જોઇને, કંઇ મનડું આનંદમાં,.
ફરતું તે આજે દિન રાત, સ્વરૂપમાં જાગીરે;
મોહને દ્વેષ આદિ બહુ રીપુઓ, મારે નયન જરી નહિ આવે,
સ્વાર્થની હોળી અંતર લાગીને, જોર કદી તેનું ના તે જણાવે.
લાભને, ખ્યાતિ, આશાતણા યત્નો, રહ્યા જરી મુજમાં નહિ હાવે;
સચ્ચિન્મય પ્રભુ રૂપ ન્યાળી વળી વળી વૃત્તિ પ્રભુ ગુણ ગાવે.
બની કૃતાર્થ હું આજરે, ઇષ્ટ જોઇ બની કૃતાર્થ હું આજ;
મહા પદમાંહિ રહું છું હું હાલમાં, (૨) ન્યાળી જગત અધિરાજરે.
ઇષ્ટ જોઇ૦

મંગલકારી પ્રભુ મુજ સ્વામી, અંતરથી દૂર નાહિ જશોજી;
મંગલરૂપ પ્રભુ મુજ ઉરમાં, નિત્ય પ્રકાશીને આપ વસોજી.
મંગલમૂર્ત્તિ સ્થાપી જે અંતર; છુટી કદી પ્રભુ ના કરશોજી;
મંગલમય પ્રભુ મુજ ઉરમાં, મંગલને વર્ષાવી જશોજી.
આજે મારા પ્રિયતમ પ્રાણાધાર, અળગા ના થશોરે રાજ;
પ્રભુ મારા હૈયા કેરા આપ હાર, અળગા ના થશોરે રાજ.
પ્રીતિ કરીને પ્રભુ આ વાર તોડી ના દૂર જશોરે રાજ;
કરૂણાને આજે પ્રભુ આણીને રે, (૨) રહેજો નિત્યે હુવે પાસરે.
મારે એક વિશ્વે તમારી છે આશ.
આપ પ્રભુ મનની વાત જાણો, વધુ કહેવું શુ હવે ત્યાંજ
મારે૦ જાગી-૦



# जिज्ञासु मनुष्यने सज्जन मनुष्ये आपेलो बोध.

પદ ૮૯

(પરણીને પરવશ થઇ રહેવું, પીંજરમાં પુરાવું. એ લય.)

सज्जन સુખ દુઃખ કેરા સર્વ પ્રસંગે, અંતર નવ અકળાવું;
સમાન બુદ્ધિ ધારી ઉભયમાં, તત્વે મન લઇ જાવું;
વર્તન ઘટે છે આવું, સુજ્ઞ તેથી તે સહાવું.

जिज्ञासु અહિત કેરા પ્રસંગ નિપજે, ત્યાં કેમ સમાન થાવું,
પ્રાપ્ત દુઃખ જ્યાં હોય પછી ત્યાં, સુખ તે ક્યાંથી લાવું;
રસ્તે કયે હું જાઉં, અંતર અતિ મુંઝાવું.

सज्जन દ્રષ્ટા પદમાં રહી નિરંતર, સકળ વિશ્વમાં વહેવું,
પ્રસંગ નિપજે જે વિધ, ત—માં શુભ માની લેવું;
વર્તન ઘટે છે આવું, સુજ્ઞ તેથી તે સહાવું.

जिज्ञासु કહો ભાઇ દ્રષ્ટાપદને, શી રીતે ઉરમાં ધરીએ,
અલિપ્ત રહીને સર્વ જગ્યાએ, સુખ કેમ માની લઇએ;
રસ્તે કયે હું જાઉં, અંતર અતિ મુંઝાઉં.

सज्जन દ્રષ્ટાપદનું સ્વરૂપ કહું છું, ઉરમાં લેજો ભ્રાતા,
સમજી જો લેશો તેને તો, થશે બહુ સુખ શાતા;
વર્તન ઘટે છે આવું, સુજ્ઞ તેથી તે સહાવું.

जिज्ञासु પ્રતિદિન જગમાં મરણ થતા, પણ સંબંધ તમને ન કાંઇ,
નયન તેથી અશ્રુ નવ પાડો, રહો દ્રષ્ટાપદ [1]માંહિ;
વર્તન ઘટે છે આવું, સુજ્ઞ તેથી તે સહાવું.

---

૧–આ જગતમાં દરરોજ હજારો મનુષ્યના મરણ થાય છે પણ આપણને તેની સાથે કોઇ પણ પ્રકારનો સબંધ ન હોવાથી શોક થતો નથી આપણે તે સર્વ મરણ દ્રષ્ટાપદમાં રહીને જોયા કરીએ છીએ પરંતુ આંખમાં અશ્રુ લાવતા નથી પરંતુ આપણા સબંધીનું મરણ થાય છે તો આપણે ઘણુંજ શોક વશ થઇ જઇએ છીએ આ દ્રષ્ટાંતમાં દ્રષ્ટાપદનું

કમળ વારિમાં નિત્ય રહે પણ, વારિ સ્પર્શ ન થાતો
અલિપ્ત રહેશો તેમ વિશ્વે તો, બહુ સુખ માર્ગ ભાળતો,
વર્તન ઘટે છે આવું, સુજ્ઞે તેથી તે સહાવું

જિજ્ઞાસુ ધન્ય ધન્ય છે બંધુ મારા, તમ વાતો મે જાણી.
પણ તેથી સુખ લેશ ન થાતું, રહી ઉભી ભવ ઘાણી,
રસ્તે કયે હું જાઉં, અંતર અતિ મુઝાઉં.

સજ્જન જાણે તેટલું મુખ આચારે, તોજ સુખ બહુ થાશે,
આચાર વગર જાણેલું સર્વે, વ્યર્થ નક્કી વહી જાશે;
વર્તન ઘટે છે આવું, સુજ્ઞે તેથી તે સહાવું.

જિજ્ઞાસુ વિધ વિધ શીરના દુઃખ ટાળીને, સુખ કરે કો સાચું.
એક ખરો ઉપાય ન જડતો, કહો દુઃખ કથા કયાં વાંચું,
રસ્તે કયે હું જાઉં, અંતર અતિ મુઝાઉં.

સજ્જન પ્રભુ ભક્તિ સુખ આપે સાચું, શાસ્ત્ર પુરાણો ગાયે;
પૂરા પ્રેમે જો તે સેવે તો, સકળ કલેશ આ જાયે,
વર્તન ઘટે છે આવું સુજ્ઞે તેથી તે સહાવું.
સકળ સરિતા સ્વહન કરી, સાગરરૂપ અંતે થાતિ;
તેમ સકળ આ સુખ પ્રતિતિ, પ્રભુમાં જઇ સમાતી,
વર્તન ઘટે છે આવું, સુજ્ઞે તેથી તે સહાવું.

---

સ્વરૂપ થોડે ઘણે અંશે આપણને જણાઇ આવે છે અને તે એ છે કે પ્રથમની સ્થિતિ વખતે અર્થાત આપણા સંબંધ વગરના અપરિચિત મનુષ્યનું મરણ જોઇ આપણને ખેદ નથી થતો તેનુ કારણ આપણી તે વખત દ્રષ્ટાપદમાં સ્થિતિ હોય છે તેજ છે અને આપણા સબંધીનું મરણ નિહાળી શોક વશ થઇ જઇએ છીએ તેનુ કારણ આપણી તે વખત દ્રષ્ટા પદમાં સ્થિતિ હોતી નથી તેજ છે આમ હોવાથી સદ્વિવેકી મનુષ્યે પ્રથમ પ્રકારની દ્રષ્ટા પદની સ્થિતિમાં પ્રતિદિન રહેવું યોગ્ય છે અર્થાત્ આપણા અપરિચિત મનુષ્યના મરણથી આપણે જેમ શોક કરતા નથી તેમ આપણા પરિચિત મનુષ્યના મરણ વખત પણ શોક નહિ કરતા દ્રષ્ટા પદમાં રહેવું જોઇએ સુખનો આ સરળમાં સરળ રસ્તો છે.

૨–ચાલી.

# ચિતિચંદ્ર દર્શન.

## પદ ૯૦.

( એ ચંદ્ર ધીમાંરે પ્રકાશો ગગન મંડળેરે. એ લય )

એ...ચિતિ ચંદ્રરે, પ્રકાશે મુજ મૂર્ધમાંરે,
એ....ટાળી આ સઉ હૃદય અંધકાર;
જાય લઈ મુજને ચૈતન્યમાંરે.
અકલ, પ્રબલ પ્રભા એની લાગતીરે,
જેને જોતાં, આ ઉરની ભ્રાંતિ ભાગતીરે.
જ્યોતિ આજ જાગતીરે.[1] ચિતિ લાગતીરે, સર્વ....અન્યમાંરે.
સકળ વિશ્વ આ ભાસતું, મુજને ચિતિ વિલાસ.
एकोहं बहु[2]—વચન એ, પ્રમાણ તેનું ખાસ;
બહિર અંતર ચિતિની જ્યોતિ જળહળેરે,
જેના દર્શથી આ અવિદ્યા, સઉ ટળેરે; અવિદ્યા સઉ ટળેરે.
હવે મન કદિ, ભ્રાંતિ ઉરના ધરેરે,
પ્રભુ ન્યાળીને આ ચિંતા સકળ પરહરેરે. સકળ પરહરેરે.
ચિતિ સઘળે વ્યાપી રહી. પાર ન અંત જણાય,
શાંતિ પ્રસારક કિરણથી, જીવપદ આ ગળી જાય.
જ્યોતિ આ જલને સ્થલમાં ન્યાળીને.
ભુલી આ દ્રષ્ટા પદનું ભાનરે,
અનવધિ સુખના સાગરે હૂં મહાલું છું. અરે હાં૦
ચિતિરૂપનું ધ્યાન કરંતા અંતરે,
આજે આ ધ્યાતામાં વિરમાયરે,
પરિચ્છીન્તા સઘળી પ્રભુમાં ગાળુ છું. અરે હાં૦

---

૧. અંતઃકરણમાં ચિતિ જ્યોતિ જાગે છે. અર્થાત પ્રકટે છે. ૨. આ જગતમાં હું એક રૂપેથી ઘણા રૂપે પ્રકટું છું **एकोहंम बहुश्याम** એવું ભગવત વાક્ય છે.

# सर्व स्थळमां परमात्मानो निवास छे.

## પદ ૯૧

(કોઇ એક સમે, બેઠી હું ઝરૂખે. એ લય)

મેં જોયું ફરી ફરી સર્વ દિશા,
પ્રભુની જ્યોતિ વિના ખાલી નથી.
વળી આભ્ર પાતાળ આદિ સઉ લોકો,
નાથ વિના કંઇ ખાલી નથી.
મેં જોયું ફરી ફરી સર્વ અણુ,
મારા પ્રિય પતિ વિણુ ખાલી નથી.
ક્યાંહિ દ્રષ્ટિ એ ચડતી ન એક જગ્યાજે,
નાથ રશ્મિ વિણુ ખાલી નથી.
મેં જોયું ફરી ફરી આમ છતાં પણ,
દૂર શોધે જન પ્રભુ મથી.
જ્ઞાન દ્રષ્ટિ ઉઘડી તે આજ જોશે તો,
હરિ વિના કંઇ ખાલી નથી.
મેં જોયું ફરી ફરી સત્ય વચનની આ,
સાબીતી આજે વેદે કથી.
હરિરેવ जगत् એ વાક્ય વડે,
થાતું સિદ્ધ પ્રભુ વિણ ખાલી નથી.



# श्रीइष्टनी अभयप्रद छांय नीचे रहेता साधकना उद्गार.

## પદ. ૯૨.

( આવોને મારે મંદિરીએ જગરાય. એલય )

અહા શી ? શાંતિ પ્રસારક છાંય, જયાં નથી તાપ ત્રિવિધિ જરાય,

સમીરશો શિતલ આ લાગે,
અંતરમાં મંત્ર પ્રણુવ જાગે.
બહિરની પ્રીતિ આ મન ત્યાગે,
જોડાતું એ પ્રભુમંહિ રાગે.

દશો દિશ નિર્ભયતા શી જણાય, જયાં૦

અશુભ કયાંહિ દ્દષ્ટીએ ના જડતું,
રાગ દ્વેશે મન આ નથી સડતું.
ઉન્નતિ પક્ષ હાવે થયું ચડતું.
સઉ સ્થલ સુખ નજર પડતું.

સુખાબ્ધિમાં ન્હાતા એ ન ધરાય, જયાં૦

સંસય પટ આજે બધા ટળીયા,
ભ્રાંતિહિમ પહાડ સઉ ગળીયા.
દુઃખ માત્ર આજે મુજ [1]જળીયા,
કાંજે ત્રિભુવન પતિ મળીયા.

મનનો આ આનંદ શો ઉભરાય; જયાં૦

---

૧-બળ્યા.

# શ્રીઇષ્ટ સ્મરણ કરવા નિશ્ચય કરનાર ભક્તના ઉદ્‌ગાર.



## પદ ૯૩

(હું ભજન કરીશ હરિનું, એ લય)

હું રટીશ પ્રભુને આજ, હૃદયમાં ધારીરે.....
તૈલ ધારા વૃત એક વૃતિથી,
ધ્યાન હું, પ્રિય પ્રભુનું ધારૂં. રટી૦
કોઇ દિને પણ માહરી, આ ટેકને મૂકું નહિ.
રાખી હૃદયમાં પ્રેમ સાચો, અન્ય કંઇ ભટકું નહિ.
મુજ પ્રિયતમની ઉપરે, ચોંટયું ખરૂં મુજ ચિત્ત છે,
તે આગળે હવે તુચ્છ લાગે, દ્રવ્ય ભોગને [1]વિત્ત છે. રટી૦
હું ઇષ્ટનો છું ઇષ્ટ મારા, એવો નિશ્ચય ઉર વિશે,
પ્રકટયો ખરોછે આજ, હાવે નાથ વીણ કંઇના દિશે.
છોઆવી પડતું કોટિ દુઃખ, છો ઘાવશીરપર વાગતા,
તો પણ ન મૂકું ઇષ્ટ ભક્તિ, કરૂં ભજી [2]તે જાગતા. રટી૦

---

૧. પૈસા. ૨. પરમેશ્વરનું સ્મરણ કરી તેમની ધૂન મચાવી તેમને જાગતાકરીશ.



# સર્વત્ર મંગલ જોવા સુબોધ.

પદ ૯૪

(પ્રભુની કૃપાના પાત્રબંધુ એ રાગ)

દશ દિશમાં આનંદ ધામ જોવું, મંગલમ મંગલમ્.
સાંખો નહીં મિથ્યાક્રિયા કે, આપતી ના દિલ પરમ.
ત્યાગી હૃદયથી ભેદ જે તે, મંગલમ્ મંગલમ,
અશુભ દૃષ્ટિ એવી સેવી, વિસરો ના નીજ ધરમ.
જોવું અહિત પ્રસંગમાં પણ, મંગલમ્ મંગલમ્,
સર્વ સ્થલ મંગલ જોવા આજે, કરજો અંતર નિયમ.
વધતાં ક્રમે તમને જણાશે, મંગલમ્ મંગલમ્,
કહિ વિશ્વમાંહિ કાર્ય અનંતું, આપણે શિરે વિષમ.
તે કાર્યમાં રહ્યું શુભ ભાગે, મંગલમ્ મંગલમ્,
ગુરૂ સાક્ષ ને પ્રેરણા થકી આ, માર્ગ થાશે બહુ સુગમ
ગુરૂના પ્રબોધિત માર્ગે જોવું. મંગલમ્ મંગલમ્.



# કર્ત્તવ્ય માર્ગમાં પ્રયાણ કરવા પ્રોત્સાહન.

પદ. ૯૫.

( તે તો છેટે નથી. એ રાગ )

ચાલ માર્ગ પ્રતિ, છોને ધીમી ગતી, પણ તું આગળ ચાલજે
જાશે દુઃખની ભીતિ, થાશે શુભ પ્રતિતિ, પ્રયત્ન માર્ગમાં વાચજે
ધીમે ધીમે માર્ગને, વીર તું તારો કાપજી.
અવર પ્રયત્નો ટાળીને, મતિ આજ લક્ષમાં સ્થાપ;
એક ડગલું પણ કહિ આજે તું ચાલીશજી.
કાલે બળ બીજું આવશે, ડગ ચાલવા દશ વિસ;
માર્ગ ચાલતાં જો પડે, કરીશ ન તોયે ખેદજી.
પડયા વિના નવ આવડે, હવે આણે શીદ [1] નિર્વેદ;

પડે કદિ પણ ઉઠીને, માર્ગે જો વાધીશજી.
તો તો સહાય થશે વિરા, આજે તારી શ્રી જગદિશ;
લાંબા માર્ગને જોઇને, વીર તું બહુ ગભરાયજી.
પણ એવું તુ છોડી દે. મૂકી દે કર્તવ્યે પાય;
પગ મોટા છે તાહારા, પૃથ્વી નાહિ ગણાયજી.
ધીમે ધીમે ચાલતા. માપજ તેનુ મપાય;
માર્ગ ભલે છો લાગતો, અગણીત લાંબો દ્રષ્ટજી.
ભાર નહિ હવે તે તણો, તુજને થયું હશે તે સ્પષ્ટ;
અસ્ખલીત જેમ વહી જતો, નદિનો રમ્ય પ્રવાહજી.
તેવો તું પણ વાધજે, મટશે જેથી આ ભવદાહ;



## માતૃભાવ.

પદ ૯૬

(લલકારો રસીલાં, ગાઓ ગાઓ. એ લય)

વિશ્વ આ બધું મારૂં. ન્યાળી ન્યાળી સર્વ દિશામાં,
હું પૂર્ણ નિશંક ફરૂં. વિશ્વ૦

હું, તું, તે, ભેદ સંકુચીત વૃત્તિ.
આવે કદિ મુજમાં ન એ રતિ;

સર્વમાં પ્રેમ કરૂં. વિશ્વ૦

આ દેશી આ સ્નેહીજન, એવું ન હૃદયે ભાન,
वसुधैव कुटुंबकं. વાક્યનું અંતર ધ્યાન વિશ્વ૦

સર્વ વસ્તુ આત્મવત જોતાં,
અનવધિ સુખના સિંધુ રેલાતા;

અહા ? વર્ણન શું ઉચ્ચરૂં. વિશ્વ૦

હાવે મુજને લાગતું, સઉ સ્થળ નાહિ સમાન;
પ્રેમ રૂપ રવિ બની જતાં, પ્રસારૂં કિરણો મહાન. વિશ્વ૦

---

૧–પડયા વગર ચાલતા આવડતું નથી ત્યારે હવે તું નિર્વેદ શા માટે આણે છે અર્થાત ચિંતા શા માટે કરે છે.

# अंत:करणनी शुद्धि साधवा सुबोध.

## પદ ૯૭

આ અંતરશુદ્ધિ કોઇ સાધજોરે, પ્રભુની કરૂણાપાત્ર હે વીર. ટેક૦
સમય ફરી ફરી આવો ન આવે, આવે ન મનુષ્ય શરીર,
માટે ચેતી લઇ મન વિશેરે, આવો ટાળવા દુઃખ જંજીર.[1] આ.
અંતર શુદ્ધિ કર્યા વીનારે, આ પ્રભુ ભક્તિ નવ થાય,
માટે શુદ્ધિને સાધવારે, દ્રષ્ટિ કરો સાધને મૂકો પાય. આ.
અંતર શુદ્ધિ સાધ્યા વીણુ કંઇ જનોરે, ભક્તિનો વ્યવહારથી સહાય,
'ધુળપર લીંપણુ' જેવી માનો એ ભક્તિરે, સઘળો વ્યર્થ વહી જાય. આ.
માળા લઈ હાથે હરિ કેરા નામનીરે, હરિ હરિ મુખથી વદાય,
પણ અંતરગૂઢ રાગ અને દ્વેશનુંરે, કહો હિત કયાંથી પછી થાય આ.
કંઇ જન ભગવું તન ધરીરે, દુઃખ મૂળ વિશ્વ આ ગાય,
(પણ) છૂટા પડી નવ વન વસેરે, રહે જન સંગમાં એ સદાય. આ.
જોઇએ પોતાને બહુ ભોગતોરે, (પરંતુ) ભોગ છોડવા મુખે કથાય.
'યતિ કરે પારકા પુત્રનેરે,' એવી નીતિ આજ રખાય. આ.
લક્ષણ આવાં તમમંહિરે, દ્રષ્ટિ વીર કદાપી હોય,
છોડી તે દેજો આ ઘડીરે, જેથી રહે ન કશો ભોય.[2] આ.
કોરા કાગળ સમું રાખજોરે, વીરા તમ અંતર ઘણું શુદ્ધ,
હિત થશે અનવધિ વિશ્વમાંરે, વળી વધશે અમિત તમ બુદ્ધ આ.
ફોટોગ્રાફીના કાચ પરેરે, જે કોઇ પદાર્થ ધરાય,
તેવી છાપ પડે તેમંહિરે, એવો નિયમ વિશ્વે સદાય. આ.
તેમજ અંતરના વિષેરે, જેવી છાપ પાડવા ચહાઓ,
પાડશો તેવી વીર સહિરે, માટે શુભ વિચારમાં જાઓ; આ.
શુભ વિચાર ઘણું આપશેરે. વીરા તમને ભવમાં સુખ,
અંતર શુદ્ધ કરી વિશ્વમાંરે, ટાળશે સઘળાં દુઃખ. આ.

---

૧ દુઃખરૂપી બેડી. ૨ બીક.

# દૃષ્ય જગત્‌ની દુઃખરુપ બાજી છોડી પરમાત્મ દર્શન કરવા સુબોધ.

પદ ૯૮.

(સંતન મન ભરીયાં, મળજેરે. એ લય)

આ દુઃખરૂપ જગની બાજી, છોડી તું આગળ આગળ ચાલ;
પ્રિયતું આગળ આગળ ચાલ.
ધીમે ધીમે તું યત્ન કરીને, દૃષ્ય પ્રીતિ સંહાર,
નિરંતર દૃષ્ય પ્રીતિ સંહાર.
ઉન્નતિ ક્રમમાં આગળ વધજે,
મોહે થઇ જતો ના પાજી,[1] તું આગળ આગળ ચાલ;
ગગન ગુહા પ્રતિ જાવા કાજે, શોધ તું તેના દ્વાર,
નિરંતર શોધતું તેના દ્વાર;
ગુરૂસાહ્ય ગ્રહીને પ્રથમે તું,
પ્રિયપ્રભુને કર રાજી; તું આગળ આગળ ચાલ.
અષ્ટસિદ્ધિ નવનિદ્ધિ મળશે, ગગને જાતાં વીર;
નિરંતર ગગને જાતાં વીર.
કદિ જાતો ના તેને લેવા,
કહું તુજને હું [2]ગાજી; તું આગળ આગળ ચાલ.

---

૧–દૃષ્ય મોહમાં મૂર્ખ બનીને પડતો નહિ ૨ ગર્જના કરી.

કસોટી જેવા માર્ગ વિષે પ્રભુ દેશે વિધ વિધ કષ્ટ.
નિરંતર દેશે વિધ વિધ કષ્ટ,
વિકળ થાતો ના તેથી જરીએ,
લે બોધનું અજંન આંજી, તું આગળ આગળ ચાલ;
થતાં કસોટી પૂર્ણજ તુજને, દેશે પ્રભુ દર્શન.
નિરંતર દેશે પ્રભુ દર્શન;
મહા મનહર પ્રભુ રૂપને જોઇ,
શાશ્વત સુખમાં રહે વિરાજી; તું ત્યાં લગી આગળ ચાલ;



# सर्वत्र शांति.

પદ ૯૯

(શિવ શકિત દેવી ત્યાગી, એ લય)

સઘળે શાંતિ શાંતિ વ્યાપી, મન મતિ દ્યો તેમાં સ્થાપી,
શાંતિ કેરા જાપ જાપી, રહો શાંતિથી રંગાઇ. સ.
શાંતિરૂપ ઇશ લહાય, ખાલી અણુ ન જેનો કયાંય,
ગુપ્તપણે રહી સર્વ માંહ્ય, શાંતિ સુખ દાઇ. સ.
શાંતિ જીવન આપનારી, દુઃખ ભવનાં કાપનારી,
ધન્ય જેણે શાંતિ ધારી, (તેને) રહ્યું ન ભ્રમવું કાંઇ. સ.
શાંતિથી સઉ પ્રાપ્ત થાય, અશકય એવું રહે ન કયાંય,
શાંતિનો ભારે મહિમાય, જાઓ તે માર્ગે ધાઈ; સ.
શાંતિ વીના જીવન ધિક્ક, જીવન રત્ન ન એ [1]હકીક,
માટે કહું છું આજ ઠીક, શાંતિ લેજો લ્હાઇ. સ.
શાંતિ ગ્રહે તેનો જય થાય, દશ દિશે ત્રિભુવનની માંહ્ય,
શાંતિ સામર્થ્ય ના કથાય, [2]અપરીમીત તે ભાઇ. સ.
જે જનો ઉર શાંતિ [3]ધ્યાય ઉન્નતિ ભવમાં તેની થાય,
સઘળે એક સ્વરે વહાય, રહો શાંતિ નદીમાં નહાઇ. સ.

---

૧ શાંતિ વગરનું જીવન રત્નરૂપી જીવન નથી પણ હકીક કહેતા પથ્થર રૂપી જીવન છે. ૨ જેની મર્યાદા થઇ ન શકે તેટલું વધારે. ૩ ધ્યાન કરે.

# एक महात्मा साथे सज्जन मनुष्यनो संवाद.

પદ ૧૦૦

(શા માટે શ્રમ કરે, સતિ તુજ પતિ ભકિત સાચી, એ લય)

**सज्जन** સિદ્ધિ કશી નહિ મળી, સેવતાં સાધન સુવિચારો, (૨)
ટળ્યો નહિ દુઃખ તણો ભારો. (૨)

**महात्मा** સાધન કર્યે સુખ નવ મળે, એવું કદિ ના હોય,
વાવે તે લણે એ નિયમ, સકળ વિશ્વમાં સ્હોય.
જેવાં સાધન હશે તમારા, તેવાં મળશે સુખ મમ પ્યારા,
હૃદય શોક ન કરો, બંધુ મુજ દુઃખથી ન કદી હારો, (૨)
ઉલટું દ્વિગુણુ બળ ધારો (૨)

**सज्जन** કરી કરી જાપ હું આજે થાકયો, તોપણુ સુખ કિનારો ન દાખ્યો,—
હશે કર્મ કોઇ દુષ્ટ જનમના, તેથી ન વામ્યો તાપ હું ભવના.—

**महात्मा** બીજ ભૂમિમાં રોપતાં, ઉગી નીકળે અંકુર,
તેમજ સાધન સાધતાં, મળશે સુખ જરૂર.
સાધનમાં બહુ પ્રેમને રાખી, અનુપમ ફળ તેનું લ્યો ચાખી, હૃદય.
અંતરમાં એક જાપને ધારો, ઉરથી ચિંતન અવર વિસારો. હૃદય.

**सज्जन** હું તો એકજ પ્રભુને જાપું, પ્રભુ મૂર્તિ હું ચિત્તમાં સ્થાપું. સિ.

**મહાત્મા** ઉરમાં મૂર્તિ સ્થાપી પણ, વૃત્તિ અવરે જાય,
ઘડી ચિંતિ ઘડી અન્યને, વેગે ગ્રહેવા ધાય.
ઘડી ચિંતો તમે પ્રભુરૂપ પ્યારૂં, ઘડીમાં લાગે વિષય સુખ સારૂં.
આવું મન આણે ન, કદી. હરિ મેળવવા વારો, (૨)
થાય નવ સફળ જન્મારો. (૨)

**સજ્જન** અજામેલ ક્ષણુ ભક્તિથી તરીયો, ભક્તિ કરૂં પણુ હું નવ તરીયો;-
મન આ નાસ્તિકતા હવે લાવે, રહે ન સ્થિર એ બહુ સમજાવે.-

**મહાત્મા** અજામેલ સમ ભક્તિજો, એક ક્ષણે પણુ થાય,
તો મટશે આ તમતણુ ભટકણુ ભવની માંહ્ય.
સાચા પ્રેમની કદી હોય ભક્તિ, આપે બહુએ સુખને શક્તિ, હૃદય.
( પરંતુ ) ઉપરથી તમે ભક્તિને ધારો (પણુ) રાગ દ્વેશ ઉરનાં ન વિદારો. આવુ.

**સજ્જન** ધિક્ ધિક્ છે મુજને ખરી મુજ ભુલ સમજાય.
રહીશ હવે તો સર્વદા, પ્રભુના રૂપે રંગાય,
યોગ્ય જાણવું સર્વ તે જાણ્યું, આપ કૃપાથી હિતને માણ્યું.
થયા ઘણાં હવે આજ, આપના અગણીત ઉપકારો.
બદલો કદિ ન વળનારો; (૨)

**મહાત્મા** ધન્ય ધન્ય છે બંધુ મારા હિત વચન અંતર ધરનારા. હૃદય.
ઉરમાં સંતત પ્રભુ તણુ કરજો નિશદિન ધ્યાન,
ખોટા વિષયના તાનમાં, બનોના કદી ગુલતાન.
પ્રભુ પ્રતિજે વહેંત ધસે છે તે પ્રતિ પ્રભુ એક હાથ ખસે છે,
નિયમ જગતમાં ખરો બંધુ તે આજ હૃદય ધારો. (૨)
લહી ઉર શાંતિમાં ઠારો. (૨)





# जयनादना आघोष पूर्वक अंतिम स्तुति.

## પદ. ૧૦૧.

( જય જય અમારી ભરત ભુમી. એ લય )

જય જય વદિ શિશુ સઉ આજ નમે.
પ્રભુ મન વાણીથી [1]અતિત તમે;
શિશુ આજ નમે જય૦
અંતરને બાહિર આપ વસો, નહિ તમ વિણ એકપદાર્થ કશો.
કહીએ પ્રભુ ન્યારા નાહિ થાશો; શિશુ૦
પ્રભુ હૃદય ભાવથી ભજી તમને, સાચાં સુખ દેજો બહુ અમને.
રાખો ન જરી કદી અતરને; શિશુ૦
અમ કર્તવ્યની સિદ્ધિ કરજો. પ્રભુ તનને મન બળ અર્પવજો.
પ્રભુ દશ દિશામાં વિજય કરજો; શિશુ૦
પ્રભુ વળી વળી શું કહીએ તમને, આ ટાળો ભવ અટન [2]શ્રમને
કરો નિજમય આપથી આ તનને; શિશુ૦

---

૧ પર જુદા ૨ આવવું જવું.



# પ્રાણાયામ.

પ્રાણાયામ સબંધી માહિતી આપનાર સર્વોત્તમ પુસ્તક તેમાં પ્રાણાયામ કોણ કરી શકે છે. પ્રાણાયામથી શું લાભ થાય છે. પ્રાણાયામથી જીવનની વૃદ્ધિ શી રીતે થઇ શકે છે. પ્રાણાયામનું સ્વરૂપ. પ્રાણાયામ કેવી રીતે કરવો વીગેરે બીજી સેંકડો ઉપયોગી બાબતનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રાણાયામ બિલકુલ નહિ જાણનાર મનુષ્યને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. ત્રણશે પૃષ્ઠના પુસ્તકની કીંમત માત્ર આઠ આના

# સદ્‌બોધ સ્તવનમાળા

ચંદ્રપ્રકાશમાં આવેલા રસિક પદ્યોનો સંગ્રહ મૂલ્ય માત્ર ૦–૨–૦

# મૂલ્યવાન રત્નો.

ઉત્તમ પ્રકારના સદ્વિચારનો સંગ્રહ મૂલ્ય માત્ર છ પાઇ.

# વીજયી કોણ થાય છે?

હમેશા તકતામાં જડાવી પાસે રાખવા લાયક ત્રણ રંગમાં છાપેલો ગ્લેઝ કાર્ડ મુલ્ય નવ પાઈ.

## ઉપરના સર્વ પુસ્તકો મળવાનું ઠેકાણું.

વ્યવસ્થાપક ચંદ્રપ્રકાશ ભાગાતળાવ સુરત.

ગુજરાતી ભાષામાં સરળ રીતે

લખાતું માસિક.

# ચંદ્રપ્રકાશ.

આ માસિક પત્રમાં શારીરિક; વ્યાવહારિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના ઉપાયો, પ્રાશ્ચાત્ય પ્રજામાં ચાલતી નવીન શોધો, તથા આપણા આર્ય તત્વજ્ઞાનના વિષયો ચર્ચવામાં આવે છે. વિદ્યાર્થી અને સ્ત્રીઉપયોગી લેખ, ચાલુ વાર્તા વગેરે ઉપયોગી વિષયો તેમાં પ્રતિમાસે પ્રકટ થાય છે. પ્રત્યેક અંકમાં એક બે વિષય સચિત્ર આ-પવામાં આવે છે. દર વર્ષે દોઢસોથી બસેં પૃષ્ઠનું પુસ્તક ભેટ અપાય છે. એક વખત આ માસિકના ગ્રાહક થવા તમને આગ્રહ પૂર્વક ભલામણ કરવામાં આવે છે. તમે તેના ગ્રાહક થશો તો તમને તમારી ઉન્નતિના ઘણા ઘણા ઉપા-યો જાણવામાં આવશે. વાર્ષિક લવાજમ માત્ર સવા રૂપૈયો.

નમુનાનો અંક મફત.

ચંદ્રપ્રકાશ ઓફીસ—સુરત.

દરેક જાતનું

# રેશમી કાપડ તથા જરીકામ

# ક્યાંથી ખરીદશો ?



## ધી સુરત સીલ્ક માર્ટમાંથી

ઠે. કણપીઠ એમ. જે કીનખાબવાળાની બાજુમાં

સારામાં સારો માલ અપ ટુ ડેટ કામ અને વ્યાજબી કીંમતથી અમારી દુકાન જાણીતી થઇ છે,

રામલાલ નવનીતલાલ.

મેનેજીંગ પ્રોપ્રાયટર.

# श्रीमहाकाल.

જ્યાં સુધી શ્રીમહાકાલ તમારા વાંચવામાં નથી આવ્યું, ત્યાં સુધી ગુજરાતી ભાષામાં સર્વોત્તમ માસિક કેવું હોય છે, તેનો તમને અનુભવ થયો નથી. આ માસિક મોટાં ૪૦ પૃષ્ઠનું છે, અને તે ચોવીશ વર્ષથી પ્રકટ થાય છે. તેમાં મનુષ્યની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ચઢતી થવાના ઉપાયો એટલા તો પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવે છે કે વિદ્વાન વર્ગમાં શ્રીમહાકાલ આજે પ્રથમ પંક્તિનું લેખાય છે. પાશ્ચાત્ય પ્રજામાં જે જે નવા વિચારો પ્રવર્તે છે, તે સર્વનું તથા આપણા દેશની તત્વવિદ્યાનું રહસ્ય અનેક યુક્તિથી તેમાં વર્ણવવામાં આવે છે. પોસ્ટેજના ત્રણ આના મોકલવાથી નમુનાનો અંક મોકલવામાં આવશે. તે વાંચતાં તમારી ખાતરી થશે કે તેને વાંચ્યા વિના તમારે ચાલે તેમ નથી. એકવાર તેને વાંચ્યા પછી બીજું કોઈ માસિક વાંચવાનું તમને ભાગ્યેજ મન થશે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે. રૂ. ૨-૦-૦.

વ્યવસ્થાપક " મહાકાલ ", વડોદરા.

---

# દિવ્ય મૂર્ત્તિ

આ નામનું રસીક વાર્ત્તાનું પુસ્તક હાલમાં શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સદ્દગુરૂ શ્રીમદ ઉપેન્દ્રાચાર્યજી ભગવાન તરફથી હાલમાં પ્રકટ થયું છે. નિરાશામાં ગરકાવ થઇ ગયેલા મનુષ્યને તે એક તેમાંથી મુક્ત કરનાર સબળ

સાધન રૂપ છે. આ પુસ્તક વાંચવા તમને આગ્રહ પૂર્વક ભલામણ કરવામાં આવે છે. આ પુસ્તકની ઉપજ ખર્ચ જતાં ધર્માદામાં જનાર છે. વિજય અને સુખની આશા રાખનાર મનુષ્યે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ.

મૂલ્ય માત્ર ૧-૦-૦

મળવાનું ઠેકાણું

વ્યવસ્થાપક મહાકાલ. વડોદરા. વ્યવસ્થાપક ચંદ્રપ્રકાશ સુરત.

---

